Regd No B 1319

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મજુર થએલુ

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા અનુભવની દૃષ્ટિથી, ચર્ચનાર વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્ત- ૨૬
અં- ૧

तदेव युक्तं भेषज्यं यदारोग्याय कल्पते।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥

જાનુઆરી ૧૯ ૯

તંત્રી અને પ્રકાશક-
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લીo તરફથી
૩ સયાની રોડ મુંબાઈ–૧૪



શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ સંબંધનું શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારાજ મળશે

લવાજમ રૂ ૨-૦-૦ લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

# અનુક્રમણિકા



## — વિનતિ —

આ માસિકની આ અનુક્રમણિકા જોઈને વાચકને ખાત્રી થશે કે આ માસિ આપણા વૈદ્યકશાસ્ત્રના જ્ઞાનપ્રચાર માટે કેવુ કામ કરી રહ્યુ છે આ માસિકનુ આ ૨ મુ વર્ષ ચાલે છે શરૂઆતથી જ આ માસિકમા આવા ને આવા જ લેખો આવે છે વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે આ માસિ મજુર થયું છે અમને આશા છે કે દેશની વિદ્યાના પ્રચારમા જ દેશનો ઉત્કર્ષ સમાએલો છે એમ સમજી દરેક વાચક આ માસિકના આરોગ્યવિદ્યાસ્વાની કે ખાનગી પોતાના ગામના લાયબ્રેરીઓ દ્વારા આપ આ માસિકનુ વાચન થાય તેવી કોશિશ કરશે

દુર્ગાશંકર કે શાસ્ત્રી
તત્રી

મુદ્રણસ્થાન આદિત્ય મુદ્રણાલય રાયખડ રોડ–અમદાવાદ
મુદ્રક મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી એ

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૨ મુ ] જાન્યુઆરી ૧૯૩૯ [ અંક ૧

## ૨૮ મુ મુબઈ નિખિલ ભારતવર્ષીય વૈદ્યસમેલન

ડીસેમ્બરની ૨૮ થી ૩૧ તારિખોમા મુબઇનુ ૨૮ મુ વૈદ્યસમેલન આગળથી જાહેર થયા પ્રમાણે નિર્વિઘ્ને અને સપૂર્ણ ગૌરવથી ભરાઈ ગયુ એ સાથે તા ૨૭મીએ ગુ ક કાનુ માતમુ પ્રાતિક સમેલન પણ હતુ

આ રીતે નિ ભા સમેલન સાથે પ્રાન્તિક સમેલનને પણ ઉકેલી દેવામા કાયકર્તાઓના શ્રમનો બચાવ ખર્ચનો બચાવ વગેરે કેટલોક લાભ છે ખરો પણ બીજી રીતે પ્રાતિક સમેલન મોટા સમેલનમા દબાઈ જાય છે કાયકર્તાઓ કેટલાક તો એના એ હોવાથી તેઓની શક્તિઓનો પ્રાતિકને લાભ મળતો નથી ટુકામા પ્રાન્તિક સમેલનની શોભા ઉકતી નથી તેમજ તેના કાયમા ઘણી ખામી રહેવાનો તથા ઘણી ગડબડ થવાનો સભવ ઉત્પન થાય છે

પણ પ્રાન્તીય સમેલન સબધી આ નોધમા વિશેષ કાઈ લખવાનો મારો વિચાર નથી એની જુદી જ નોધ જેણે એમા પૂરો ભાગ લીધો હતો તેણે લખેની જુદી છાપવા વિચાર છે હુ તો તા ૨૭ મીએ પ્રાતિકસમેલનના પ્રમુખનુ ભાષણ પૂરૂ થતા આયુર્વેદ માર્તંડ જાદવજી ત્રિ આચાર્ય સાથે સમેલનની ઓફીસમા પાઠ્યપ્રણાલી અને પાઠ્યપુસ્તક સબધી અવિધિપૂરક વિચાર કરવા બેઠક મળેની તેમા ગયો હતો

નિ ભા વૈદ્યસમેલન સબધમા પણ સભાપતિનુ સ્વાગત કે છેલ્લે દિવસે થયેલો હારતોરા વગેરે ઉપચાર વિધિ વગેર વિગતો પણ નોધવાની ઈચ્છા નથી એ વસ્તુઓ ગૌણ છે એટલુજ નહિ પણ મારી નબળી તબિયતને કારણે એવે બધે પ્રસગે હુ હાજર રહી શકયો નથી. ટુકામા મુબઇના સમેલન વિષે મારા ચિત્ત ઉપર પડેલી સામાન્ય છાપ જ અહીં નોધવાની ઈચ્છા છે

મુબઇનુ સમેલન અનેક રીતે જોતા પૂરી સફળતાથી અને યશસ્વી રીતે પાર ઉતર્યું એમ કહેવુ જોઇએ નાગપુરમા આ મા મુ જાદવજીભાઈએ શ્રી પુરાણિકની તથા શ્રી જુગતરામ વૈદ્યની સનાહ લઈને જ્યારે ૨૮ મા સમેલનને મુબઈ આવવા નિમ ત્રણ આપ્યુ ત્યારે એ ત્રણ અને આ લેખ ને સાથે ગણતા ચારમાથી કોઈની કલ્પનામા નહિ હોય એટલા વિઘ્નો મુબઇના સમેલનને એની તૈયારીની શરૂઆતથી જ નડ્યા છતા સમેલનની બેઠક નિર્વિઘ્ને ભરાઈ

મું ૭ઇ સરકાર તરફથી વૈદ્ય હકીમોના રજીસ્ટ્રેશનના બીલનો કાચો ખરડો તો નાગપુરના સમેલન પ્હેલાજ પ્રસિદ્ધ થઇ ગયેલો અને એ બીલ તરફ વિરોધ પણ શરૂ થઈ ગયેલો એ જૂના ઈતિહાસનો ઉલ્લેખ કરવાનું કારણ એટલું જ છે કે એ બીલ વિષયમાં જે ત્રણ પક્ષો પડેલા તેમા સર્વથા વિરોધવાદી જે વૈદ્ય અપ્પાશાસ્ત્રી સાઠે અને તેનો અનુયાયી વર્ગ તેના તરફથી મુંબઇમાં સમેલનની તૈયારી માટે જે પ્હેલીજ સભા મળી તે મેઠકથી જ વિઘ્ન નાખવાનો આરંભ થયો આ વિરાધી પક્ષ તરફથી એમને આયુર્વેદ માસિ મા તથા અમુક મરાઠી પત્રોમા એવુ પ્રચાર કામ થતુ હતુ કે મુંબઇમા સમેલન નહિ ભરી શકાય અથવા સમેલનની બેઠકમા ભારે વિઘ્નો ઉભા થશે એવી બીક મને તો લાગેલી પણ મુંબઈના વૈદ્યોના અગ્રણી મુ ન વધ્ધ ત્રિ આચાર્યની હિમ્મત ભારે અને ગુજરાતી હિંદી ભાષાભાષી અને દક્ષિણી ત્રણેય વૈદ્ય વર્ગના મોટા ભાગનો એમને પૂરો ટેકો એટલે સમેલનની સ્વાગત સમિતિના કાર્યકર્તાઓએ એવી ધીરજથી કામ લીધુ કે વૈદ્ય અપ્પાશાસ્ત્રી સાઠે સાથે થોડા માણસોએ મડપની બ્હારના માધવ બાગના ચોગાનમા કાળા વાવટાઓ સાથે ઉભા રહીને તેમજ વિરોધ શબ્દ બૂમો પાડીને સમેલનના અગ્રણીઓને તથા મુંબઇ સરકારના શ્રી ખેર શ્રી મુનશી શ્રી ગીલ્ડર વગેરે મત્રીઓને વિરોધપક્ષનું જે અસ્તિત્વ દર્શાવ્યુ તેને બાદ કરતા સમેલનમા બધુ કાર્ય અત્યંત શાંતિથી એકાગ્રતાથી અને સમાધાનથી થયુ વિરોધીપક્ષ જાણે સમેલનમાથી નીકળી જ ગયો મુંબઇના સારા વૈદ્યોમાથી વૃદ્ધ દક્ષિણી વૈદ્ય એનાપુરે અને આ વિરોધી ચળવળના નેતા અથવા એના કર્તા હર્તા પ્રાણરૂપ વૈદ્ય અપ્પાશાસ્ત્રી સાઠે સિવાય મુંબઇના ગુજરાતી દક્ષિણી અને હિંદી વૈદ્યોએ સમેલનમા પૂરો ભાગ લીધો મરાઠી પત્રોમા વિરોધી પક્ષ તરફથી પ્રસિદ્ધ થયેલા એકપક્ષી લખાણોથી દોરવાઈ દક્ષિણી વૈદ્યોનો સમસ્ત વર્ગ વિરૂદ્ધ હતો એમ કોઇ ન માને મુંબઈ બ્હાર પૂના અને બીજા ભાગના પણ દક્ષિણી વૈદ્યોએ સમેલનમા ઉત્સાહથી ભાગ લીધો છે મતલબ કે ઉપર ટુકામા સૂચવેલા વિઘ્નને દૂર રાખી સમેલનનું કાર્ય નિર્વિઘ્ને પાર ઉતારવામા કાર્યકર્તાઓ કૃતેહમદ થયા છે આ ફત્તેહ માટે અભિનંદન અને આ વિઘ્ન દૂર રાખવામા ભાઇ વામન દીનાનાથ આદિ જે કાર્યકર્તાઓને રાતદિવસ ભારે શ્રમ વેઠવો પડ્યો તેમને ધન્યવાદ

મુંબઈનું વૈદ્ય સમેલન નિર્વિઘ્ને પાર પડ્યુ એ એની ઉપર કહ્યુ તે કારણથી એક તો મોટી ફત્તેહ

**વૈદ્યોની મોટી સખ્યા**—મુંબઇના સમેલનના ગૌરવની બીજી વાત સમેલનમા વૈદ્યોની મોટી હાજરી કેટલાક વર્ષોથી વૈદ્ય સમેલનમા વૈદ્યોની આટલી મોટી હાજરી જોઇ નથી મુંબઈમા જ ભરાયેલા આગલા નિખિલ ભારત વૈદ્યસમેલન કરતા આ હાજરી વધારે લાગતી હતી લગભગ ૬૫૦ જેટલા પ્રતિનિધિઓ અને આકાંક્ષીઓની આસપાસ સ્વાગત સમિતીના સભ્યો એ ભારે હાજરી એટલે મુંબઇના વૈદ્યસમેલનમા વૈદ્યોએ ઘણો રસ લીધો એમ જ કહેવુ પડે વળી આ સખ્યામા અમુક એક જ પ્રાંતનો નહિ પણ વિવિધ પ્રાંતોના વૈદ્યોનો સમૂહ હતો એ વિશેષ ખુશી થવા જેવુ છે મુંબઈ નગરના તથા મુંબઈ ક કા વૈદ્ય સમેલન પણ સાથે હોવાથી ગુજરાતના વૈદ્યોની સખ્યા મોટી હોય એ સ્વાભાવિક છે પણ મહારાષ્ટ્રના મધ્યપ્રાંતના યુક્તપ્રાંતના મદ્રાસના પંજાબના બંગાળાના પશ્ચિમના સિંધના અને રાજપૂતાનાના પ્રતિનિધિઓના સમેલન મડપમા દર્શનથી સમેલનનું નિખિલભારતીયત્વ

તેપી ઉત્સુ હતુ અને ગુજરાતી મરાઠી હિંદી સસ્કૃત અગ્રેજી બગાળી અને ઘણુ કરી તેની પણ ભાષણોમા સાભળીને એ છાપ સચોટ બનતી હતી જો કે મુબઈમા ભરાયેલા આ સમેલનની મુખ્ય ભાષા તો હિંદી જ હતી

ગુણ ગૌરવ—પણ ઉપર જણાવેલ સખ્યાના તથા નિખિલભારતીયતાનિદર્શક વિવિધતાના તત્ત્વ કરતા પણ મુબઈના વૈદ્ય સમેલનને જે વસ્તુએ સાચુ ગૌરવ આપ્યુ તે વસ્તુ હતી સમેલનમા આ દેશના શ્રેષ્ઠ વૈદ્યોની મોટા પ્રમાણમા હાજરી કેટલાક વર્ષોથી જે વૈદ્યોની આટલા મોટા પ્રમાણમા સમેલનમા હાજરી જોવામા નથી આવી ગત સમેલનોના અનેક સભાપતિઓની હાજરીથી સમેલન શોભી ઉઠ્યુ હતુ તેમા પણ જેની વિદ્વત્તા બુદ્ધિ અને આયુર્વે પારગતતા ભારતભરમા યોગ્ય રીતે પ્રખ્યાત છે અને જેનો સમેલનપ્રેમ તેમજ સમેલનના ગૌરવની વૃદ્ધિ જોવાની જેઓની ઈચ્છા વારવાર આ સમેલનની બેઠકોમા પણ દેખાઈ આવતા હતા તે મહામહોપાધ્યાય કવિરાજ ગણનાથસેન અને પડિત લક્ષ્મીરામસ્વામી એ બે વૃદ્ધ વૈદ્યોની હાજરીએ અપૂર્વ ગૌરવ મુબઈના વૈદ્ય સમેલનને આપ્યુ છે

ગૌરવની બીજી બાબત—કેટલા વખતથી હમણા હમણા આવા સમારભોમા ઉદ્ઘાટન કોઈ પ્રતિષ્ઠિત વ્યક્તિદ્વારા કરાવવાનો રિવાજ ચાલે છે અને તે પ્રમાણે મુબઈના વૈદ્યસમેલનમા સમેલનનુ ઉદ્ઘાટન મુબઈ સરકારના મુખ્ય પ્રધાન નામદાર ખેર સાહેબને હાથે અને અધ્યાપક સમેલનનુ ઉદ્ઘાટન ગૃહમત્રી નામદાર મુનશીને હાથે પ્હેલેથી જાહેર થયા પ્રમાણે થયુ

મુબઈ સરકારના આ મત્રીઓ મોટા બુદ્ધિશાળી વિદ્વાનો છે પણ આયુર્વેદ એમનો વિષય નથી છતા હમણા જ મુબઈ સરકારે વૈદ્ય નિયત્રણનો કાયદો પસાર કરેલો હોવાથી એ બાબતમા તેઓ કાઈ અધિકૃત કથન કરશે એવી અપેક્ષા હતી જ અને બેય રાજપુરુષો એ જે કાઈ કહ્યુ તેથી સુજ્ઞ વૈદ્યોને ઘણો સતોષ થયો એ બેયના વ્યાખ્યાનોનો સાર ભાઈ વાસુદેવે લખી લીધેલો તથા છાપામા પણ આવેલો તે ઉપરથી આજ અકમા જુદો છાપ્યો છે પણ બેય પ્રધાનોના કથનમા જે બે મુદ્દા ખાસ ધ્યાન ખેચે એવા હતા તેની નોધ અહીંજ લેવી યોગ્ય છે કાગ્રેસ સરકારનો હેતુ આ દ્વારા દેશી વૈદ્યોનુ ગૌરવ વધારવાનો છે દેશી વૈદ્યોનુ સ્થાન અત્યાર સુધી ડાક્તરોથી નીચુ હતુ તે ડાક્તરોની સમાન કરવાનો છે અને સત્તા સરકાર આવો લાભ આપે તે સાથે જનતાના તરફની પોતાની જોખમ દારીનો વિચાર કરી કાઈ અકુશ ધધા ઉપર મુકે એ સ્વાભાવિક છે

આ રીતે સરકારનો હેતુ શુદ્ધ હોવાની વાત બેય મત્રીઓએ કરી અને એ બાબતમાં કાગ્રેસનુ માનસ જાણનાર કોઈને શકા હોવાનો સભવ નથી પણ પ્હેલેજ દિવસે શ્રી ખેરનો ઉપકાર માનતા મ મ કવિરાજ ગણનાથસેને પોતે શારીર શાસ્ત્ર પ્રસૂતિતત્ર વગેરે વિદ્યાઓની આયુર્વેદ પાઠ્યક્રમમા આવશ્યકતા માનતા હોવા છતા જે કહ્યુ તે બરાબર વિરોધના મૂળને સ્પર્શે છે જેમણે કહ્યુ કે પોતાના બાળકને દવા પાતા માતાનો હેતુ શુદ્ધ હોવા છતા જેમ અજ્ઞાનથી કદાચિત ભૂલ કરે અને નુકસાનકારક વસ્તુ બચ્ચાને પાઈ દીએ તેવુ આ બાબતમા સરકારનો હેતુ શુદ્ધ હોવા છતા બનવાનો સભવ છે

આ રીતે ગમે તેવો શુદ્ધ હેતુ હોવા છતાં ગમે તેવા ડાહ્યા માણસને હાથે પણ ભૂલ થવાનો સંભવ છે એ કબુલ પણ એનો ઉપાય વિરોધની નિરર્થ બૂમો પાડવામાં નથી પણ જેટલું સારૂં હોય તેટલાનો ઉપયોગ કરી હાનિકારક તત્ત્વોને સમજવટની પદ્ધતિથી અધિકારીઓના ધ્યાન ઉપર લાવી તથા બીજી રીતે હાનિ ઓછી થાય એવો રસ્તો કાઢવામાં છે પણ એ વિષે એ કાયદાના કલમ ઉપરની નોંધમાં જ વધારે વિવેચન યોગ્ય છે

મુંબઈ સરકારના આ મંત્રીઓએ બીજી પત્રની વાત જે કહી તે મુંબઈ સરકાર તરફથી દેશી વૈદકની કોલેજો કાઢવાને લગતી હતી ઘણું કરી ગુજરાત મહારાષ્ટ્ર અને કર્ણાટક એ ત્રણેય પ્રાંતોમાં એક એક અને એક મુંબઈ શહેરમાં એ રીતે ચાર કોલેજો નીકળવાનો અને તે પણ ચાલુ વર્ષના અન્ત પહેલાં નીકળવાનો સંભવ છે સ્વ મહાન આયુર્વેદભક્ત પૈ હરિપ્રપન્નના આયુર્વેદ વિદ્યાલય માટેના ટ્રસ્ટથી તથા એમની જ પ્રેરણાથી મુંબઈના એક શ્રીમતગૃહસ્થે આયુર્વેદના શિક્ષણ માટે આપવા ધારેલા પૈસાના પાયા ઉપર મુંબઈની કોલેજ ઊભી થશે એમ લાગે છે

આ ઉપરાંત શ્રી મુનશીએ વધારે આયુર્વેદ સંબંધી સંશોધન ઉપર ભાર મૂકવાની તથા એક ભવ્ય સંશોધન મંદિર (આયુર્વેદ રીસર્ચ ફૂલ) ઊભું કરવાની અપીલ કરી

**વૈદ્યસંમેલનનો કાર્યક્રમ**—આ વખતના વૈદ્ય સંમેલનમાં બે દિવસ સામાન્ય સંમેલન માટે અને બે દિવસ અધ્યાપક સંમેલન માટે રાખ્યા હતા તેમાંથી બન્ને સંમેલનના સ્વાગત પ્રમુખ અને સભાપતિના ભાષણો તથા તે પહેલાનો ચુંટણીનો ઉપચાર વિધિ વગેરેમાં બે દિવસો ગયા અને બે દિવસો બન્ને સંમેલનોના ઠરાવો પસાર કરવામાં ગયા સવાર અને રાતનો કેટલોક વખત ધોરણ પ્રમાણે વિષયવિચારિણી સમિતિએ લીધો આ રીતે ચાર દિવસનો સંમેલનનો કાર્યક્રમ પૂરો થયો

આ કાર્યક્રમને ઐતિહાસિક દૃષ્ટિએ જોવાની જરૂર છે બીજાં વિદ્યાવિષયક સંમેલનો—પરિષદો પેઠે વૈદ્ય સંમેલનમાં પણ પહેલા નિબંધો માગવામાં આવતા અને આવતા પણ ખરા અલબત્ત એમાંથી વંચાતા થોડા જ અને તે પણ મોટે ભાગે અધુરા ગુ ક કા વૈદ્યસંમેલનની એકાદ બેઠકમાં લગભગ સો સુધી નિબંધો આવ્યા હોવાનું સ્મરણ છે અલબત્ત નિબંધો ઘણા આવ્યા છતા એક પણ વંચાયો ન હોય એવું પણ બન્યું છે વળી નિબંધોની યોજના સંતોષકારક ન જણાતા જુદા જુદા વિભાગ કરી સંભાષા પરિષદો તથા વ્યાખ્યાનોની યોજના નાશિકના નિ ભા વૈદ્ય સંમેલનથી શરૂ થઈ અલબત્ત જેને પ્રાચીન આયુર્વેદીય પરિભાષામાં સાચી સંભાષા પરિષદ કહી શકાય એવી તો ભાગ્યે જ કોઈ થઈ શકી છે પણ સંભાષા પરિષદોના પ્રમુખોના તથા ખાસ વ્યાખ્યાન કર્તાઓના પહેલેથી વિચારેલા વ્યવસ્થિત અને ક્વચિત્ પહેલેથી છપાવેલા ભાષણોનો લાભ મળ્યો છે ખરો ગુજરાતી સાહિત્ય સંમેલનમાં પણ વિભાગોના પ્રમુખોના સારા ભાષણોનો લાભ મળે છે એજ કીમતી છે બાકી એમાં પણ વિભાગવાર આવેલા નિબંધોમાંથી એકાદ બે અધુરા વંચાય તો અહોભાગ્ય એવી સ્થિતિ હોય છે એ નિબંધો રિપોર્ટોમાં છપાય છે અને ભાવિમાં શોધનારને ઉપયોગી થાય છે એટલું જ એનું સાફલ્ય

પણ આ મુંબઈના વૈદ્યસંમેલનમાં તો નહોતા નિબંધો કે નહોતી સંભાષા પરિષદો

એ તટસ્થ વૈજ્ઞાનિકે આ ઉભય માટે એ શા તાનુ પણ સાભળ્યુ એજ િસોમા લાહોરમા ભરાયેલ સાયન્સ કોગ્રેસમા ઉસ્સો ઉપર નિ ધો આવ્યા હતા એ હકીકત ઘણી સૂચક છે

પણ વિવિધ મભાષા પરિષદ ન ગખતા એજ અધ્યાપક સમ્મેલન ગખવાનો ઠરાવ સ્વાગત સમિતિએ શા માટે કર્યો તે સ્વા સના પ્રમુખ આ મા જા નજી વિક્રમજી આચાર્યે પોતાના નિવેદનમા કહેલુ જ છે વૈદ્ય સમ્મેલન વિદ્યાવિષયક ચર્ચા કરનારૂ મડળ હોવુ જોએ એવી પોતાની દૃઢ માન્યતા હોવા છતા મુ જા નજીભાઇએ મુબઇના સમ્મેલનના અસાધારણ સજોગો ધ્યાનમા રાખીને સમ્મેલન સાથે એજ અધ્યાપ સમ્મેલન ગખવાનો ઠરાવ કર્યો હોય એ સ્વાભાવિક છે અધ્યાપક સમ્મેલનમા મ મ કવિરાજ ગણનાથસેન જેવા મહા વિદ્વાનના સભાપતિ પ નીચે પાઠ પુસ્તકો અધ્યાપન સબધી કિનાઓ તથા સુધારાઓની ચર્ચા વગેરે વિદ્યાવિષયક કાર્ય થશે એવી ધારણા ગખી હતી પરી સમ્મેલનમા જે કાર્ય થયુ તે સમિલિત સૌની વૃત્તિ-શક્તિ અનુસાર થયુ અનુકૂળ પ્રસંગે માટે સમય મળે એવી ઘણાની ઇચ્છા હતી પણ સમય ક્યા હતો ?

**સમ્મેલન પ્રમુખોના ભાષણો**—બેઉ પ્રમુખોના ભાષણો ગુજરાતી અનુવાદમા છાપ્યા છે એટલે એ વિષે અહીં કાઇ નોધવાની જરૂર નથી છતા સામાન્ય રીતે પ ી પ્રિયશર્માના ભાષણમા આયુર્વેદના ગૌરવની પ્રશસ્તિ અને છતા દુર્ભાગ્યથી ખૂટતા વિષયો તેનામા વાધો નથી એવો સામાન્ય સૂર છે ત્યારે મ મ ગણનાથસેનના ભાષણમા આયુર્વેદ ોના પ્રાચીન રૂપમા અત્યારે વસ્તુત છેજ નહિ પ્રાચીન આયુર્વેદના અને ગો નષ્ટ થઈ ગયા છે માટે એને પાશ્ચાત્ય શ સ્ત્રો તથા પ્રત્યક્ષ જ્ઞાનથી પરિપૂર્ણ કરીને ભણવા ભણાવવાની આવશ્યકતા ઉપર ભાર દેવામા આવ્યો છે હમમા ગેમ હી શકાય કે બેઉ પ્રમુખોના ભાષણો તથા સમ્મેલનમા થયેલા ઠરાવો જોતા મુબઇ સરકારે પસાર કરેલા એ ટ આવશ્યક ગણેલ વિષયોનુ શિક્ષણ આયુર્વેદીય પાઠ્યક્રમમા દાખલ કરવાની બાબતમા સમ્મેલનની સમ્મતિ છે અને ત્ત કાયદાની અમુક કલમોની અસરની બાબતમા તથા શલ્યતત્રાદિ વિષયોનુ કેટલુ શિક્ષણ જરૂરનુ ગણાશે વગેરે બાબતમા ઘણાના મનમા કાઇક આશકા છે હવે ઇ ડીઅન મેડીસીન બોર્ડમા કોણ આવે છે અને સરકાર તરફથી એકટનો અમલ કેવી રીતે થાય છે એ ઉપર ઘણો આધાર રહેશે

**સમ્મેલનમા થયેલા ઠરાવો**—હજી સમ્મેલનમાં થયેલા બધા ઠરાવોની નકલ મળી નથી વળી ખુલ્લી બેઠકમા જે રૂ થયેલા ઠરાવો આવેલા તેમા ચર્ચા પછી ફેરફારો થયા હતા અને કોઈક ઠરાવની તો છાપેલી નકલ તૈયાર ન હતી છતા મારી વિનતિથી ભાઇ વાસુદેવ મૂ દ્વિવેદીએ ઠરાવોની છાપેલી નકલો ખાસ સભાળેલી તથા કવચિત્ પોતે છપાયેલ ઠરાવ લખી લીધેલ તે ઉપરથી અહીં એ ઠરાવો ગુજરાતી અનુવાદ કરીને એમણેજ મોકલ્યા છે બાકી રહી ગએલા વ સ પમા જ્યારે ત્યારે તેમાથી ઉતારવામા આવશે

મુબઇના વૈદ્ય સમ્મેલનનુ સામાન્ય દિગ્દર્શન આ રીતે રૂડ થયુ મુબઇનુ વૈદ્યસમ્મેલન સફળ થયુ એ નિર્વિવાદ છે એ સફળતાના યશના ભાગીદાર પ્રતિનિધિઓ પણ ગણાય,

# અઠ્ઠાવીશમા નિ ભા વૈદ્યસમેલનના અધ્યાપક સમેલનને ખુલ્લુ મુકતાં મુબઈ સરકારના ગૃહ સચિવ નામદાર શ્રી મુનશીએ કરેલુ ભાષણ

આયુર્વે ના વિ ર માવ તાને ખાસ સબધ નથી જો કે આયુર્વેદની દવાઓ શરીરમા ઘણી ગઇ છે વગેરે ઉપચારોક્તિ પછી પ્રાચીન વિદ્યાઓના અભ્યાસી તરીકે પોતાને અધિ ાર છે એમ જણાવી આયુર્વે ની પ્રાચીનતા દર્શાવતા ્યુ કે એક વૈદિક ઋષિએ એ વખતના વૈદ્યને ેનુ હે વૈદ્ય તને ઘોડો ગાય વસ્ત્ર કે મારા આત્માને પણ આપીશ ણા બી ત ઋષિએ ઔષધિને મનુષ્ય જાતિની માતા હેલ છે એ ઋષિ કહે છે કે જેમા ઔષધિઓ ગ ત જેમ અગ્નિમા એ ઠી થાય છે તે ઋષિ વૈદ્ય કહેવાય છે તે ભૂતોને દૂર રે છે રોગોનો નાશ રે છે પછીના એટલે ચોથા પાચમા શતકમા આયુર્વેદ એવી ઉચી કોટિએ પહોચ્યો હતો કે આયુર્વેદિ પારંગતો હાથ તો દૂરના કાશગર અને પૂર્વ તુ સ્તાન જેના ભાગમાથી મળી છે પણ ચીનાઓએ આ દેશને તી લેતા જે ઘણી મારી વસ્તુઓનો નાશ કર્યો તેમા આયુર્વેદની પ્રતિષ્ઠાનો તથા જ્ઞાનનો પણ સમાવેશ થાય છે પાશ્ચાત્ય વૈદ્યકે આયુર્વે ની મહત્તા ખુચવી લીધી છે પણ માત્ર હાથી એ મહત્તા પાછી મળશે નહિ સમેલનોથી કે ધ ો વધવાથી પણ નહિ મળે પણ અધ્યાપકોમાના ઉત્તમ વૈદ્યોના જીવન પર્યતના અભ્યાસથી તથા અ વેષણ કાર્યથી મળશે તમારા રિપોર્ટોમાથી હુ જોઇ શક્યો છુ કે તમારી પરીક્ષાઓને ઉચ્ચતર કક્ષા ઉપર લઇ જવાનો તમે ખૂબ પ્રયત્ન કરો છો પણ મને એટલાથી સતોષ થતો નથી આ શમા ગુરુપરપરાની પદ્ધતિએ વિદ્યાના રહસ્યોને વારસો તથા શિ ોમા સાચવી રાખીને ટીકાઓ તથા હસ્તલિખિતો દ્વારા જો એ જ્ઞાનનો પ્રચાર થતો હોત તો જે પ્રગતિ એમા થાત તે પ્રગતિને અ ાવી છે નાન તો છે પણ એ વ્યવસ્થિત તથા ગતિમાન ાવી

જો તમારા ધધાના અગ્રણી તમે સઘા તમારી પરપરાએ તથા પૂર્વજોએ મેળવેલા રહસ્યોને આ સમેલનમા બ્હાર પાડશો તો તમે મીલ કોઈની ન મળી ેવુ અ ેરણાને ઉત્તેજન આપશો

મુબઇ સરકારે આયુર્વેદિ ચિકિત્સકો સ ાવી જે ાર્ય ર્યો છે—જે ઘડવામા મારો પણ ભાગ છે તે આયુર્વેદને જગતની વિદ્યાઓમા પોતાનુ મૂળ સ્થાન પ્રાપ્ત કરાવવા માટે કર્યો છે જેઓ એનો વિરોધ ર છે તેઓને આ વાતની ખબર નથી માટે આપણે તેઓને ક્ષમા આપીએ

મુબઇમા ો આનદીલાલ પોદ્દારની ઉદારતાથી તથા આયુર્વેદના એક મહાન ચિકિત્સક વૈદ્ય પ હરિપ્રપન્નજી કે જેઓના અવસાનની ખબર આપણને સૌને ભારે ખેદ થાય છે તેઓની પ્રેરણાથી મુબઈ સરકાર મુબઈમા એ આયુર્વેદિક કૉલેજ ઉઘાડી શકી પણ એટલુ બસ નથી પણ જેમાથી તમારી વિદ્યાનો નવો પ્રકાશ ચારે તરફ ફેલાય એવુ આયુર્વેદનુ અ વેષણ કેન્દ્ર સ્થાપવાનો આયુર્વેદમા રસ લેનાર તમારે સૌએ ભેગા મળીને મહાપ્રયાસ કરવો જોઈએ મારો તમને એ કાર્ય રવા માટે આગ્રહ છે

[ ના ી ખેર તથા ના ી મુનશીના ભાષણો બીજા દિવસના છાપામાથી ઉપર ઉતારેલ છે પણ તેમા કેટલાક વા ો છૂટી ગયા હોવાનો જરૂર સભવ છે

તત્રી આ વિ ]

## મુબઇના ૨૮મા નિખિલ ભારતવર્ષીય વૈદ્યસમેલનના સ્વાગતાધ્યક્ષ

# યાદવજી ત્રિકમજી આચાર્યનુ સ્વાગત ભાષણ

श्री धन्वन्तरि र्विजयतेतमाम् ।
अश्विना सारघेण मा मधुनाक्तं शुभस्पती ।
यथा वर्चस्वतां वाचमावदानि जनाँ अनु ॥
समानी व आकूति समाना हृदयानि वः ।
समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥

**શ્રીમાન્ પરમ માનનીય પ્રધાન સચિવ, અધ્યક્ષ મહાશય, નીગણ, દિગન્તવિશ્રુત વૈદ્યગણ, સદ્ગૃહસ્થો અને બહેનો!**

આજે આપનુ સ્વાગત કરતા મને ઘણો આનદ થાય છે આયુર્વેદ ઉપર પ્રેમ દર્શાવીને સ્વાગતકારિણીના નિમત્રણને માન આપીને આપ મહાનુભાવો ભારતવર્ષના દૂરદૂરના પ્રાન્તોથી અનેક પ્રકારના કષ્ટો વેઠીને આ સમેલનમા પધાર્યા છો એ માટે સ્વાગતકારિણી તરફથી હુ આપને ધન્યવાદ આપુ છુ

જેના અકાળ સ્વર્ગવાસથી આપણા વૈદ્યસમાજને ભારે હાનિ થઈ છે તેમા મુબઈનિવાસી મારા પરમમિત્ર આયુર્વેદના પ્રકાડપડિત વૈદ્યરાજ હરિપ્રપન્નજી તથા લાહોરનિવાસી કવિરાજ નરેન્દ્રનાથમિત્રજીના નામો ખાસ ઉલ્લેખ યોગ્ય છે પ હરિપ્રપન્નજીએ અથાગ પરિશ્રમ સાથે અધ્યયન કરીને રસયોગસાગર નામના ગ્રથનો સગ્રહ કરીને તેનુ પ્રકાશન કર્યું છે પડિતજીના આયુર્વેદના તલસ્પર્શી જ્ઞાનનો પરિચય રસયોગસાગરના ઉપોદ્ઘાતથી મળે છે આ સમેલનના થોડા જ મહિના પહેલા પડિતજીનો સ્વર્ગવાસ થયો એ વસ્તુ મારા હૃદયમા બહુ ખટક્યા કરે છે પ્રાચીન તેમજ નવીન ઉભયવિધ રસશાસ્ત્રનુ જ્ઞાન જેમા છે તે રસતરગિણી ગ્રથ કવિરાજ નરેન્દ્રનાથમિત્રજીના જ્ઞાનની પ્રસાદી છે કવિરાજ મિત્રજીએ અતિ પરિશ્રમપૂર્વક તીસટાચાર્ય વિરચિત ચિકિત્સા કલિકા ગ્રન્થનુ સપાદન તથા પ્રકાશન કર્યું છે આ બે પ મહાનુભાવો થોડા વધારે વર્ષ જીવ્યા હોત તો તેઓની પાસેથી આવા જ ઉપયોગી કાર્યોની વૈદ્યસમાજ આશા રાખતો હતો પરમેશ્વર એ બન્ને મહાત્મિઓના સ્વર્ગસ્થ આત્માને અખડ શાતિ આપો એવી અમારી પ્રાર્થના છે

નિ ભા વૈદ્યસમેલનનુ આ અઠ્ઠાવીસમુ વાર્ષિક અધિવેશન છે આજથી સત્તર વર્ષ પહેલા ઇ સ ૧૯૨૧મા વૈદ્યસમેલનનુ બારમુ અધિવેશન અહી ભરાયુ હતુ વૈદ્યસમેલનનુ વાર્ષિક અધિવેશન ભરવાનુ મુબઈને આ બીજીવાર સૌભાગ્ય મળે છે

આ સમેલનનો જન્મ મુબઈ પ્રાન્તમા જ સ્વર્ગવાસી વૈદ્યરાજ શકર શાસ્ત્રીપદે મહોદય દ્વારા થયો છે બે વર્ષની બાલ્યાવસ્થામા આ સમેલનને તજીને તેના જ સદાતા પદેશાસ્ત્રી આ લોક છોડીને ચાલ્યા ગયા આ સમેલનનુ આયુષ્ય બે વર્ષમા તો નહિ પૂરૂ થઈ જાય એવો સદેહ હતો પણ સમેલનરૂપી બાળકને મારા પરમમિત્ર પરમકર્મઠ પ્રયાગનિવાસી વૈદ્ય પચાનન પ જગન્નાથપ્રસાદજી શુકલે ફરી પોષણ આપી જીવતુ રાખ્યુ અને તેથી જ આ

અઠ્ઠાવીશમુ અધિવેશન ભરવાનો શુભ અવસર જોવા આપણે ભાગ્યશાળી થયા છીયે આ સમેલનના અધિવેશનો પૂર્વમા કલકત્તા ઉત્તરમા હરિદ્વાર પશ્ચિમમા શિકારપુર અને દક્ષિણમાં સીલોન સુધી ભારતવર્ષના સર્વ પ્રાન્તોમા ભરાયા છે

જોકે ૨૭ વર્ષ જેટલા લાંબા સમયમા પણ આ સમેલન આયુર્વેદની તથા વૈદ્યસમાજની યથેષ્ટ ઉન્નતિ નથી કરી શકયુ તથાપિ વૈદ્ય સમાજમા જાગૃતિ લાવીને તથા રાજ્ય તથા જનતાની દૃષ્ટિ પોતાના તરફ આકર્ષિત કરવામાં સફળ થઈ શકયુ છે એટલુ તો જરૂર સ્વીકારવુ પડશે

આ સમેલનના સસ્થાપક સ્વ શંકર શાસ્ત્રીપદેએ વૈદ્ય સમાજમા સગઠ્ઠન તથા જાગૃતિ ઉત્પન્ન કરવાના ઉદ્દેશથી જેમ વૈદ્યસમેલનની સ્થાપના કરી હતી તેમ આયુર્વેદનુ પઠન પાઠન સમસ્ત ભારતમા એક સૂત્રથી થાય વિદ્યાર્થી ગુરુને ઘેર અથવા વિદ્યાલયમા ભણવા પછી પરીક્ષા પાસ કર્યા પછી જ સમાનિત રૂપથી ચિકિત્સા કરે એ હેતુથી નિખિલ ભારતવર્ષીય વિદ્યાપીઠની સ્થાપના કરી હતી વિદ્યાપીઠની પરીક્ષા હાલમા આખા હિન્દુસ્તાનના સર્વ પ્રાન્તોમા મળીને પાત્રીશ કેન્દ્રોમા થાય છે મહામહોપાધ્યાય કવિરાજ શ્રી ગણનાથસેન સરસ્વતી આયુર્વેદ માર્તડ શ્રી સ્વામી લક્ષ્મીરામજી જેવા ભારતવર્ષના સર્વપ્રાન્તોના ધુરંધર વિદ્વાનો આ વિદ્યાપીઠના પરીક્ષક થાય છે આ વિદ્યાપીઠમાથી આ વર્ષે ૧૬ વિદ્યાર્થીઓ પરીક્ષામા પાસ થઈને બ્હાર પડયા છે આ પરીક્ષાઓને યુ પી બોર્ડ ઓફ ઇન્ડીઅન મેડીસીન બંગાળની આયુર્વેદિક ફેકલ્ટી વડોદરા સ્ટેટ અને મદ્રાસની સેન્ટ્રલ આયુર્વેદિક બોર્ડ વગેરેએ માન્ય રાખી છે અને મને વિશ્વાસ છે કે આ પ્રાન્તમા થોડા વખતમા જે બોર્ડ ઓફ ઇન્ડીઅન મેડીસીન સ્થપાશે તેના તરફથી પણ આ પરીક્ષાઓને બીજા પ્રાન્તો પ્રમાણેજ માન્યતા મળશે નિખિલ ભારતવર્ષીય આયુર્વેદ વિદ્યાપીઠ સમસ્ત ભારતની પરીક્ષા લેનારી માત્ર એક જ આયુર્વેદિક યુનિવર્સિટી છે

મુબઈ પ્રાન્તની સરકારે હાલમા બોમ્બે મેડીકલ રજીસ્ટ્રેશનસ બિલ પાસ કર્યુ છે આ અનુકરણ બીજા બીજા પ્રાન્તોમા પણ થોડા વખતમા પ્રચાર થાય એવો સભવ છે આ કાયદામા સરકારે રજીસ્ટર્ડ થયેલા વૈદ્યોને રજીસ્ટર્ડ થયેલા દાકતરોને સમાના જ હક્કો આપેલા છે અને એ માટે સરકારને આપણે હૃદયથી ધન્યવાદ આપીએ છીએ પરતુ આ બિલ પ્રમાણે જેણે કાયચિકિત્સા (મેડીસીન) શસ્ત્ર ચિકિત્સા (સર્જરી) અને પ્રસૂતિતંત્ર (મિડવાઈફ્રી) આ ત્રણેય વિષયોના પઠનાત્મક તથા કર્માભ્યાસાત્મક (પ્રેક્ટિકલ) જ્ઞાન પ્રાપ્ત કરીને સરકારે સ્થાપેલ બોર્ડની સમસ્ત પરીક્ષા પાસ કરી હશે તે જ વૈદ્ય ભવિષ્યમા વૈદ્ય ધધો કરી શકશે કાયદાની વાત દેખાવમા ઉપરથી ઘણી સારી લાગે છે પરતુ આથી ગુરુને ઘેર રહીને આયુર્વેદનું અધ્યયન કરવાની આ દેશની પ્રાચીન પરપરા નષ્ટ થઈ જશે આ કાયદા તૈયાર કરનારાઓએ આયુર્વેદની પ્રાચીન તથા અર્વાચીન સ્થિતિ ઉપર ઉડો વિચાર નથી કર્યો અથવા તો સમજીને એની ઉપેક્ષા કરી છે ભારતવર્ષમા પ્રાચીન કાળમા પણ ચિકિત્સા શાસ્ત્રની સ્થિતિ એવી રહી છે કે અહીં કાયચિકિત્સક શસ્ત્રચિકિત્સક ઉર્ધ્વ જત્રુરોગ ચિકિત્સક કૌમાર ભૃત્ય વિષ ચિકિત્સક વગેરે સર્વ અગોના ચિકિત્સકોના વર્ગો ભિન્ન ભિન્ન રહ્યા છે મતલબ કે આ દેશમા પ્રાચીન કાળથી જો કે બીજા અગોનુ સામાન્ય જ્ઞાન આપવામા આવતુ હતુ છતા ચિકિત્સા શાસ્ત્રના એક એક અંગના ખાસ ચિકિત્સકો હોય એવી પ્રથા

હતી આ વસ્તુસ્થિતિ કાયચિકિત્સાના ઉપલબ્ધ પ્રધાનગ્રંથ ચરકના **पराधिकारेषु न विस्तरोक्ति** એ વચનથી સ્પષ્ટ દેખાય છે ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસને જોઈએ તો પણ આ વસ્તુ દેખાય છે બાણભટ્ટ હર્ષચરિતમા મહારાજા હર્ષના રાજભક્ત તરુણ ચિકિત્સક માટે पौनर्वसवः આયુર્વેદિક એવુ વિશેષણ વાપર્યુ છે કૌટિલીય અર્થશાસ્ત્રમા પણ 'નિત્યચિકિત્સક'ને નાગરીવૃત્તિ કહેલ છે આ થઈ પ્રાચીન સમયની વાત વર્તમાન સમયના વૈદ્યસમાજ ઉપર તથા આયુર્વેદની પરિસ્થિતિ ઉપર પણ વિચાર કરવાની આવશ્યકતા છે હાલમા પણ વૈદ્યો મુખ્યત્વે કાયચિકિત્સાના ક્ષેત્રમા જ કાર્ય કરે છે વૈદ્યોને સર્જરી તથા મિડવાઈફરીનુ જ્ઞાન ન હોવુ જોઈએ એમ કહેવાનો મારો આશય નથી વૈદ્યોને કાયચિકિત્સા શસ્ત્રચિકિત્સા તથા પ્રસૂતિશાસ્ત્ર એ ત્રણેનુ જ્ઞાન જરૂર હોવુ જોઈએ એ દિશામા આપણો પ્રયાસ ચાલુ છે વિદ્યાપીઠની પરીક્ષાઓમા સર્જરી અને મિડવાઈફરી એ વિષયો રાખ્યા છે પણ આયુર્વેદની વર્તમાન પરિસ્થિતિ ઉપર પણ ધ્યાન આપવુ જોઈએ હિંદુસ્તાનમા અંગ્રેજી રાજ્ય સ્થાપન થયાને લગભગ બસો વર્ષ થઈ ગયા આ લાંબા સમયમા સરકાર તરફથી આયુર્વેદનુ શિક્ષણ આપનાર એક પણ વિદ્યાલય ઉઘાડવામા નથી આવ્યુ એટલુ જ નહિ પણ અંગ્રેજી રાજ્યના પ્રારંભકાળમા સરકારે સ્થાપેલ કોઈ કોઈ સંસ્કૃત કોલેજમા આયુર્વેદનુ શિક્ષણ આપવામા આવતુ હતુ તે પણ ધીરેધીરે બંધ કરવામા આવ્યુ હાલમા ૧૦–૧૫ વર્ષથી કલકત્તા બનારસ દીલ્હી લાહોર અને પૂના વગેરે શહેરોમા લોકો તરફથી અને મદ્રાસ તથા પંજાબમા સરકાર તરફથી એવા વિદ્યાલયો ચાલુ થયા છે કે જેમા શસ્ત્રચિકિત્સા અને પ્રસૂતિતંત્રનુ પણ સામાન્ય જ્ઞાન આપવાનો ઉપક્રમ થયો છે કર્ણાટક મુંબઈ અને ગુજરાતમા તો એક પણ એવુ વિદ્યાલય નથી કે જેમા શસ્ત્રચિકિત્સા અને પ્રસૂતિતંત્રનુ પ્રેક્ટિકલ જ્ઞાન આપવાનો કાંઈ પણ પ્રબંધ હોય અમારા (મુંબઈ સરકારના) મંત્રી મહાશયોએ કર્ણાટક મુંબઈ અને ગુજરાતમા એવા વિદ્યાલયો ઉઘાડવાનુ થોડા દિવસ પહેલા જાહેર કર્યું છે તેઓની આ ભાવનાને પરમેશ્વર જલદી પૂર્ણ કરો એવી આશા રાખુ છુ

પરતુ આ વિદ્યાલયો ઉઘડતા ઉઘડતા એકાદ વર્ષ લાગી જશે વળી આ વિદ્યાલયોનો ચાર પાચ વર્ષનો અભ્યાસક્રમ પણ રહેશે એટલે આજથી ચાર પાચ વર્ષ પછી ત્રણે વિષયોના જ્ઞાનવાળા ૧૦–૨૦ વૈદ્યો પરીક્ષા આપીને બહાર પડશે આખા પ્રાંતની જરૂરિયાતને પહોચી વળે એટલા વૈદ્યો તૈયાર થતા તો ઓછામા ઓછા વીશ પચીશ વર્ષો જરૂર લાગશે એટલે તે પહેલા આ ત્રણે વિષયોને પરીક્ષામા અનિવાર્ય ઠરાવનારી નિયમ અને એ ત્રણે વિષયની પરીક્ષા આપ્યા વગર ધંધો કરનારનો દંડ કરનારી નિયમ કેટલી યુક્તિ સગત અને ન્યાય્ય છે તેનો હું વતની સહાનુભૂતિપૂર્વક વિચાર કરવો જોઈએ વૈદ્યોને સર્જરી અને મિડવાઈફરી શીખવવાની વ્યવસ્થા સરકારે પહેલા કરી હોત અને એ બે વિષયના જ્ઞાનવાળા વૈદ્યો પૂરતી સંખ્યામા તૈયાર થયા પછી વૈદ્યોના રજીસ્ટ્રેશનની યોગ્યતાની પરીક્ષામા એ બે વિષયોના જ્ઞાનને સરકારે અનિવાર્ય બનાવ્યુ હોત તો એ ન્યાય્ય ગણાત પરન્તુ હવે તો બીલ પાસ થઈ ગયુ છે તો સર્જરી અને મિડવાઈફરીની પરીક્ષા અનિવાર્ય કરનારી નિયમનો અમલ ૧૫–૨૦ વર્ષ સુધી સરકારી રાખે એવી અમારી સરકારને નમ્ર પ્રાર્થના છે

અને તે સાથે જેમા સર્જરી અને મિડવાઈફરી શીખવવાનો પ્રબંધ હોય એવી આયુર્વેદિક કોલેજો મુંબઈ ઇલાકાના મુખ્ય શહેરોમા જલદી ઉઘાડે એવી પણ અરજ છે

વિ ાસ માટે જરૂ ની સામગ્રી  િમાણ ્રવામા કોગ્રેસ મનીમડળ અને વૈદ્યસમાજને છૂ? હાથે ધનની સહાયતા  રીતે આપણા દેશ ી ચિકિત્સા પદ્ધતિના રક્ષણ અને ઉત્કર્ષમા સહાય  બને

અતમા દૂરદૂરથી અનેક ક ટો વઠી ો અહીં આવેના વદ્ય ભાઈઓને મારી પ્રાર્થના છે કે જે આયુર્વેદ તિનુ લક્ષ રાખીને આપ  ર્ગી પધાર્યા છો તેની  સર્વતો ભાવથી ઉન્નતિ શી રીતે થાય આયુ ી  તિ માટે આપણે આપણી કોગ્રેસ સર ર અને જનતા પાસે ી ન ારમા વધાર સહાયતા  રીતે મેળવી શકીએ આયુર્વે ી ચિકિત્સા પદ્ધતિનો આખા દેશમા વધારે પ્રચાર શી રીતે થાય તેના દ્વારા જનતાની વધારેમા વધાર સેવા શી રીતે કરી શકાય આયુ  શાસ્ત્રને ફરી સર્વાગપૂર્ણ તથા બી  ચિકિત્સા પદ્ધતિઓની હરિફાઈમા ટકી શકે એવી શી રીતે બનાવી શ ાય વગરે વિષયોનો તમે પૂ  વિચાર કરીને એકમતથી નિર્ણય કરો આપણે માટે આ ક્રાતિનો કાળ  આ વખતે આપણે સાવધાન તથા કર્મનિષ્ઠ થઈને આપણી ચિકિત્સા પદ્ધતિની  તિ કરી લઈશુ તો એ તરત થશે નહિ તો એ સુદિનની લા ા વખત સુધી રાહ જોવી પડશે

આપણા સદ્ભાગ્યે આ સમેલનના સભાપતિ તરીકે પપા સુયો ય વ્યક્તિ મળેલ છે તેઓ જુવાન હોવા છતા અનુભવ વૃદ્ધ   આયુર્વેદ ઉપર અથવા વૈદ્યસમા  ઉપર જ્યારે આક્ષેપો આવ્યા છે ત્યારે ત્યારે પોતે કેડ બાધીને સાથીઓ સામે લડયા છે મને પૂરો વિશ્વાસ છે કે પોતાની અધ્યક્ષતાના સમયમા તેઓ આખા ભારતવર્ષમા એક વખત ફરીને વૈદ્ય સમેલનનો સદેશો ખુણેખુણામા પહોચાડશે અને એ રીતે પોતાની કર્મનિષ્ઠાનો પુરાવા આપશે

संगच्छध्व संवदध्व स वो मनासि जानताम् ।

---

# મુબઈમા ભરાયેલ ૨૮મા અખિલ ભારતવર્ષીય વૈદ્ય સમેલનના સભાપતિ શ્રી પ શિવશર્મા આયુર્વેદાચાર્યનુ અભિભાષણ

(અનુવાદકતા—વૈદ્ય વાસુદેવ મૂળશકર દ્વિવેદી)

તા ૨૮–૧૨–૩૮

સન્નારીઓ અને સજ્જનો,

આ મહાન સુઅવસર પર મારુ પ્રથમ કર્તવ્ય કૃતજ્ઞતાસૂચક હોવા જોઈએ આપની સર્વ શક્તિ મુજબ સૌથી મોટામા મોટુ માન આપે મને આપ્યુ છે જેના માટે હુ આપનો સર્વનો આભારી છુ પરતુ આપે મને એવા મહત્ત્વપૂર્ણ આસન પર બેસાડયો છે કે જેને લીધે મારા દેશબધુઓ મારા પ્રદેશને માન અને ધ્યાનપૂર્વક સાભળશે તે કારણસર તો હુ આપનો અધિકતર આભારી છુ

આભાર દર્શન ા આનદમય કાર્ય પૂર્ણ કરીને હવે હુ કેટલાક પ્રશ્નોનુ નિરીક્ષણ કરીશ જે પ્રશ્નોના ઉત્તરની શોધ અને શોધ એ વદ્ય સમાજની પ્રધાન ચિંતાનો વિષય છે આયુર્વેદ

મહામંડળના આરંભ કાળથી જ આ પ્રશ્નો તો મુખ્ય પુરુષોને મુંઝવી રહેલ છે અને હજી પણ તેની જટિલતાનો ઉકેલ આવ્યો નથી.

શું આયુર્વેદ પોતાની વર્તમાન દશામાં જ રહેશે? અથવા તેના ભાવિ સંરક્ષણ માટે કેવા પ્રકારની ઉન્નતિ કે પરિવર્તન આવશ્યક છે? જો એમ હોય તો આયુર્વેદનો વિકાસ પોતાની જ પ્રથા અને સિદ્ધાંતોને અનુસરીને થશે? કે આધુનિક ચિકિત્સા પદ્ધતિ (એલોપથી)ના સંસ્કૃત કે હિંદી ભાષાંતરથી ભિન્ન થવાથી અનંત થઈને આયુર્વેદ ઉન્નત આયુર્વેદ કહીશું? કે કેવળ એલોપથીથી અને આયુર્વેદના વિવેક શૂન્ય અર્થીકરણને અને પરસ્પર વિરોધી ભાવોના અસમંજસ મિશ્રણને ઉન્નત આયુર્વેદ તરીકે પ્રસિદ્ધ કરવામાં આવશે? શું આયુર્વેદ અને એલોપથીનું વૈજ્ઞાનિક રીતે સમન્વય શક્ય છે? અને જો હોય તો કઈ રીતે અને કેટલી હદ સુધી?

હું સમજું છું કે આ કઠિન અને જટિલ પ્રશ્નોનો સફળતાપૂર્વક ઉકેલ લાવવાની આશા અને નિર્ણય આપ સર્વનો છે અને તે જ કારણે આ વિરાટ ભારતના સુદૂરવર્તી પ્રાંતોથી ચિરપ્રવાસના કષ્ટને સ્વીકારીને આપના અમૂલ્ય સમય અને ધનનો ભોગ આપીને આપ આ વિશાળ નગરીમાં એકત્રિત થયા છો.

મુંબઈના પ્રવાસને ઇષ્ટ ગણ્યા કેમ એ ખરેખર તેના મહાન ગૌરવને આવ્હાન કરવા જેવું છે. ભારતવર્ષની રમ્યતમ નગરી આધુનિક અને સમૃદ્ધ મુંબઈ કેવળ પોતાની વિભા અને રૂપથી ઉત્કૃષ્ટ છે એટલું જ નહિ પણ કોંગ્રેસ સરકારના હિતકર આશ્રયે તેણે પોતાનું રાજનૈતિક અને ધાર્મિક સ્થાન પણ ઉન્નત બનાવ્યું છે. વિશ્વના શ્રેષ્ઠ વૈજ્ઞાનિકોની ઉચ્ચતમ કારકિર્દીને માટે પણ મુંબઈનગરી એ ગૌરવનું કારણ બની રહેશે અને ભારતીય ચિકિત્સા શાસ્ત્રના હિતૈષીઓ માટે તો આ એક આદર્શ સ્થળ ગણાય.

આયુર્વેદ એ પ્રાચીન શાસ્ત્ર છે એ વાત સત્ય છે અને મુંબઈને પ્રાચીન ઇતિહાસ સાથે કોઈ સંબંધ નથી કારણકે તે તો ભારતની નવીનતમ અને નવસૃષ્ટ નગરી છે પરંતુ આજકાલ વસ્તુનું મૂલ્ય તેની અર્વાચીન યોગ્યતા પર જ આધાર છે કેવળ પ્રાચીન મહત્ત્વ જ આ યુગમાં આદરણીય નથી ગણાતું. ગંભીર યુદ્ધ ક્ષેત્રમાં વારંવાર ઝંપલાવીને મુંબઈએ પોતાની યોગ્યતા પુરવાર કરી છે. રાજનૈતિક અને રાષ્ટ્રીય ઉન્નતિમાં મુંબઈ આજ તો ખૂબ જ આગળ છે તો પછી આયુર્વેદ અને વૈજ્ઞાનિક ઉન્નતિમાં અગ્રણી બનવું મુંબઈને માટે કઠિન કાર્ય નહિ જ ગણાય. મુંબઈની સાથે પ્રાચીન ઇતિહાસ સંબદ્ધ ન હોય તો શું થયું? મુંબઈ તો સ્વયં ઇતિહાસની જનેતા વિધાત્રી છે.

મુંબઈનું સૌંદર્યદર્શન એ યાત્રિકો, વ્યાપારીઓ અને શિલ્પશાસ્ત્રીઓ માટે એક લ્હાવો ગણાય છે પણ રાષ્ટ્રીય અને ધાર્મિક દૃઢતાથી મુંબઈના નાગરિકોના આચાર અને ચારિત્ર્ય અનુકરણીય છે. તેનો પ્રભાવ ભારત પર વિશેષ છે. આ ટતભાગી હિંદમાં સામાજિક મહાન હિતોને અવગણીને વ્યક્તિગત સ્વાર્થ સાધનાર વ્યક્તિઓ છે અને તેઓ પોતાના અધિકારને ટકાવી રાખવા માટે ભોળી અસાવધ જનતામાં સાંપ્રદાયિક વિદ્વેષ દ્વારા પરસ્પર ફૂટ પડાવી પોતાનું નેતૃત્વ ટકાવવામાં ક્ષોભ અનુભવતા નથી. પણ આ નગરીમાં હું વિશેષ આનંદ અનુભવું છું કારણકે અહીંના નાગરિકોની નિઃસ્વાર્થ દેશસેવા અને સાચા ભક્તિભાવથી અહીંનું વાતાવરણ સ્વચ્છ પવિત્ર અને ખાસ રીતે આદર્શરૂપ બની રહ્યું છે. આવા આદર્શ

ચરિત્ર નાગરિકોની હાજરી મારા માટે અને આ સમેલન માટે મહત્ત્વનો અર્થ ધરાવે છે એ હુ સારી રીતે સમજુ છુ

જો હુ અહીં કેવળ સમાજ નીતિ ન્યાય અને વિજ્ઞાનના ક્ષેત્રના ભિન્ન ભિન્ન નેતાઓની સૂચના અને સમતિનો લાભ ન લઉ અને તેઓની હાજરી માનવી ગર્વાનદમા આવી જાઉ તો મારા હૃદયમા મુંબઈ નિવાસીઓ પ્રત્યેના માન અને તેઓની યોગ્યતાનો વિશ્વાસ સર્વથા નિરર્થક ગણાય તેથી પ્રથમ વૈદ્યસમાજને મારે જે કહેવાનો છે તે સબધે કઈ કહેવુ હુ યોગ્ય ધારુ છુ પણ જે સજ્જનો આયુર્વેદના ધંધા સાથે લાગી નથી તેઓ પણ યથાર્થ સમજી શકે તે માટે આયુર્વેદ સબધી કેટલીક આવશ્યક સૂચનાઓ સક્ષેપમા તેમની આગળ રજુ કરીશ કેમકે તેઓ પણ પરિસ્થિતિને યથાર્થ રૂપમા સમજી શકે અને મારા ભાષણના ઉદ્દેશમા પોતાની યોગ્યતા અને અનુભવનો લાભ આપવાને આવી શકે આમ જોવા જતા આપણા આયુર્વેદથી અપરિચિત વ્યક્તિઓની વિચાર શક્તિ ઉપર વધારે બોજો ન પડે તેનો હુ જરૂર ધ્યાન રાખીશ તેથી કઠિન અને પારિભાષિક શબ્દોથી બચવા હુ પ્રયત્ન કરીશ અને મુખ્યત વિષયની સ્પષ્ટતા અને સક્ષેપ તરફ લક્ષ રાખીશ અહીં હુ એમ નિવેદન કરવુ ઉચિત ધારુ છુ કે —આયુર્વેદ ભારતીય આવિષ્કાર છે વેદ શાસ્ત્ર સમત છે ઋષિ પ્રણીત છે સસ્તો છે સ્વદેશી છે અને જેની સાથે મહાન્ પ્રાચીન ઇતિહાસ સબધાયેલ છે તેવુ સર્વ પ્રથમ મૌલિક ચિકિત્સાશાસ્ત્ર છે તેથી તેને ઉચ્ચતમ સ્થાન દેવુ જ જોઇએ, એવી આયુર્વેદની મહત્ત્વ પ્રતિપાદક અપીલ હું નહી કરૂ ઉપરોક્ત સર્વ વાતો નિ સાર છે અથવા હું તેમનુ મહત્ત્વ નથી સ્વીકારતો એમ કોઈ ન માને પરતુ આ વિષયની ચર્ચા ઘણીવાર થઈ ગઈ છે અને કેટલાક નવીન પ્રતિભાવાળા લોકો તેથી અસતુષ્ટ પણ છે

જે સજ્જનો મારા વિચારોની પરીક્ષા આલોચનાત્મક દૃષ્ટિ (critical mind) થી કરવા માગતા હોય તેઓને વિશ્વાસપૂર્વક કહુ છુ કે—જો કે હુ મારા વિચારોમા સર્વથા નિષ્પક્ષ ભાવ નહીં લાવી શકુ અને આયુર્વેદ ચિકિત્સક હોવાને લીધે આયુર્વેદ પ્રત્યે મારો પક્ષપાત હોય તે પણ વાસ્તવિક છે તો પણ જે પાક અને યથા સર્વથા શુદ્ધ અને પ્રમાણિક હશે તેને જ હુ આપની સમક્ષ રજુ કરીશ

ભારે અફસોસની વાત છે કે આયુર્વેદોત્પાદક દેશની બેકે આયુર્વેદની કથા પણ કરુણા જનક છે આ ઇતિહાસની સીમાઓ પણ પહોચી શકતી નથી એવા સુદૂર પ્રાચીન કાળમા તેનો વિશાળ આરભ અને વિસ્મયજનક ઉન્નતિ છે ગર્વ અને અપ્રતિમ સફળતાઓથી પૂર્ણ મધ્યમકાળમા તેની દુર્દશા અને અવનતિ થઈ તેની અવ્યવસ્થિત વર્તમાન દશા છે અને આશાપૂર્ણ છતાયે અનિશ્ચિત ભાવિ છે—આ આયુર્વેદની સમગ્ર કહાણી છે કેમ નહીં ભારત વર્ષના ભાગ્યની પ્રતિકૃતિ હોય તે!

ધૂર્તતા અને અસત્ય સાર જ્ઞાન વિના એ મિથ્યાવાદ અને ખરી વસ્તુસ્થિતિનુ અજ્ઞાન આ ચાર આયુર્વેદના વિરોધીઓના અને કેટલીક નવ ભાવનાના પ્રશંસકોના હાથમા એક પ્રચારના શસ્ત્રો છે પર પરનિર્મિત ભાવના દ્વારા તેમની પાસેથી બહાર પડતા પ્રચારો જેટલા ઉલટે માર્ગે લઈ જનાર અને ભ્રમાત્મક છે તેટલાજ જમાનામા—આયુર્વેદ ચિકિત્સાના

મૂત્ર મ થી પ્રાચીનતા અને સ્નાનિમ્ના ...થી પાશ્ચાત્ય લેખકોના લેખો ભ્રાન્તિપૂર્ણ છે *

હિંદુસ્થાનનો સાચો ઈતિહાસ ... ... તે ... હજી ... નથી પરન્તુ આયુર્વેદ વિષયક જ્ઞાન એની બધી સામગ્રી તયાર છે કે વિશ્વના ઉચ્ચ વિજ્ઞાનની કક્ષામા તે પોતાનુ સ્થાન પ્રાપ્ત કરી શકે તેમ છે

ચીન અને મિસરની ચિકિત્સા પદ્ધતિઓને બાદ કરતા (કારણ કે આ બંનેના પર્યાપ્ત સાહિત્યનો અભાવ છે) આયુર્વેદ ગ્રીક આરબની એ ત્રણજ પ્રાચીન ચિકિત્સા પ્રણાલીઓ છે કે જેના અધ્યયન માટે સાહિત્ય વિદ્યમાન છે

આ બધામા આયુર્વેદ પ્રાચીનતમ છે તેની ઉત્પત્તિ ક્યારે અને કઈ રીતે થઈ તે નિશ્ચયાત્મકરૂપથી જાણવુ કઠિન છે કારણ કે સંસાર આરંભથી જ તેના ભૂતકાળનો પત્તો લાગતો નથી આધુનિક ચરક સંહિતાના પ્રથમ રચયિતા પુનર્વસુ આત્રેય જ્યારે અગ્નિવેશને આયુર્વેદનો ઉપદેશ આપી રહ્યા હતા—તે પ્રાચીન કાળમા પણ આયુર્વેદની ઉત્પત્તિ બ્રહ્મા અર્થાત્ સૃષ્ટિ કર્તા સાથે સંબંધ રાખે છે કારણ કે સ્વયં બ્રહ્માજીએ એક મહાન્ અષ્ટાંગપૂર્ણ સંહિતા રચી હતી આવો વિશ્વાસ પ્રચલિત હતો આ ઉપરથી એમ પ્રતીતિ થાય છે કે—આટલા પ્રાચીન કાળમા પણ આયુર્વેદની ઉત્પત્તિ કે આરંભકાળ વિષયક તે લોકોનુ જ્ઞાન—કેવલ આપણુ છે તેવુ જ હતુ

કઈ ચિકિત્સા પદ્ધતિ પહેલી અને કઈ પછી થઈ? તે બાબત હાલના ચિકિત્સકને શુ જરૂરની છે? કારણ કે ભારતીય કે ગ્રીક વૈદ્યકની પૂર્વાપરતાથી અમને કોઈ હાનિ લાભ નથી —પણ તે તેની પૂર્વકાલીન સમયની યોગ્ય તપાસ કરી લેવાથી એ વિશેષ મહત્ત્વના પ્રશ્નનો ઉકેલ આવી જાય છે—તે એ કે ગ્રીસે કેવી રીતે કેટલાક આયુર્વેદિક કઠિન સિદ્ધાંતોને સારી રીતે સમજ્યા વિના પોતાની ભાષામા અશુદ્ધ અને ભ્રમાત્મક અનુવાદ કરી નાખ્યો અને આ વિકૃત સંપત્તિને સંકડો વર્ષો સુધી કેવી રીતે સુરક્ષિત રાખીને તેના પોતાના પ્રધાન શિષ્ય યુરોપને સોંપી અને તેથી—આધુનિક વિજ્ઞાનવેત્તાઓ આયુર્વેદ સિદ્ધાંતો ગ્રીક સિદ્ધાંતોને મળતા દેખીને તેને (આયુર્વેદને) નિરીક્ષણ ... ... વ્યર્થ અને અનાવશ્યક માની બેઠા છે

પાશ્ચાત્ય લેખકો કૃત ભારત વર્ષની પ્રાચીન તિથિ નિર્ણય ઘણેભાગે પક્ષપાત પૂર્ણ છે અને તેની સામગ્રી એકત્રિત કરવામા તત્ત્વની જોઈને તેઓએ ગડબડ કરવા પ્રયત્ન કર્યા છે તેનો દોષ પણ તેઓને શિર છે પરન્તુ આમ છતાં વાસ્તવિક સત્ય શોધવા માટે નિષ્પક્ષપાત પણે જ તિથિ નિર્ણયના પ્રયત્નો કોઈએ કર્યો છે—તે પણ અપૂર્ણ સામગ્રી અને અધુરા અનુમાનના કાચા પાયા પર જ કરવામા આવેલા છે

---

* વિચાર કરતા દુઃખ થાય છે કે—ગ્રીક ઉન્નતિના સમર્થકો અજ્ઞાન રીતે પણ સત્ય અને સિદ્ધાન્તને મરડી મચડીને પોતાના હેતુને બંધ બેસતા કરવાને વારવાર તૈયાર રહે છે અને તિથિની સંદિગ્ધતાનો લાભ લેવાનો અધિકાર પોતાના માલિક ... એમ છે પરન્તુ જ્યારે હિંદુઓની પ્રથમતા નિ:સંદિગ્ધ હોય ... ચાર ... ... ... તૃતીય ... ... છે અથવા તો સમયની સમકાલીન સ્વતંત્ર ઉન્નતિ થઈ છે એવી દલીલોનો આશ્રય લે છે વિદ્યામા યુરોપ ભારતવર્ષનુ ઋણી છે એમ સ્વીકારવામા આ વિદ્વાનો મહાન્ દુઃખની લાગણી અનુભવતા હોય એમ લાગે છે અને તેઓ નિશ્ચયાત્મક ઐતિહાસિક સત્યના ખંડન કરવાના ... નિષ્ફળ પ્રયત્નો તેઓ કરે છે (સર P C Ray હીસ્ટરી ઓફ હિંદુ કેમીસ્ટ્રી)

આજકાલ આયુર્વેદના પ્રાચીન આચાર્યો વિષે જે કાળ નિર્ણય જોવામાં આવે છે તે સ્પષ્ટમાનથી જ પરી જાય તેવી સુખી રેતીની દિવાલ જેવા જ છે આના સમર્થનમાં માત્ર બે ઉદાહરણ જ બસ થશે

જર્મન લેખક હાસ અને ઇંગ્લિશ લેખક ડ્યુગાલ્ડ સ્ટ્યુઅર્ટ જેવાના ઉન્મત્ત પ્રલાપના પર તો અહીં સમય ગુમાવવો યોગ્ય નથી આમાંથી એક મહાશય તો એમ માને છે કે ભારતીય ચિકિત્સા શાસ્ત્રો જીવન આરબ દેશમાંથી મેળવ્યા સ્વાભાવિક જ પરિમિત છે અને ધન્વન્તરિ અને કાશી શબ્દો—ગ્રીક ભાષાના હિપોક્રેટિજ અને 'કૉસ' પરથી અપભ્રંશ પામેલા છે બીજો લેખક એમ વિશ્વાસપૂર્વક માને છે કે સંસ્કૃત સાહિત્ય ગ્રીક સાહિત્યમાંથી જન્મ્યું છે એટલું જ નહિ પણ સિકંદરના વિજય પછી હિંદના ચતુર બ્રાહ્મણોએ ગ્રીક ભાષાના આધાર પર સંસ્કૃત ભાષા રચી કાઢી આ બન્ને વાતો જવા દઈએ પણ ઓક્સફર્ડના પ્રખ્યાત ડૉ. રૂડૉલ્ફ હર્નલ જેવા ઉચ્ચકોટિના વિદ્વાન કે જેણે આ વિષય પર વિશ્વાસપાત્ર સામગ્રીઓ એકત્રિત કરીને સાચો પ્રયત્ન કર્યો છે તે પણ તિથિ નિર્ણયનો જરા દૂર લઈ જવાની ભૂલ કરી બેઠા છે તેઓ બૌદ્ધ જાતકો અને રોકહિલ લિખિત બુદ્ધ ચરિતના આધાર પરથી તે સૂચિત કરે છે કે ભગવાન બુદ્ધના ચિકિત્સક જીવકના ગુરૂ ભિક્ષુ આત્રેય કરીને હતા આ આત્રેય તક્ષશિલા વિશ્વવિદ્યાલયના વીશ પ્રમુખ્ય આચાર્યોમાંના એક હતા અને ક્રાઇસ્ટના જન્મથી ૬ વર્ષ પૂર્વની આ વાત છે તેથી આત્રેયનો કાલ ક્રાઇસ્ટના જન્મથી ૬૦૦ વર્ષ પૂર્વનો સિદ્ધ કરે છે

જ્યાં સુધી આ તિથિ નિર્ણયથી ગ્રીક વૈદ્યક કરતાં આયુર્વેદની પ્રાચીનતા નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે તેટલા પૂરતું તો આ બરાબર છે પણ જરા આગળ ચાલતાં કેટલાક એવા પ્રશ્નો ઉપસ્થિત થાય છે કે જેનો નિર્ણયાત્મક ઉત્તર તેમાંથી નીકળતો નથી સૌ પૂર્વે ૬૦૦ વર્ષ પહેલાં જો અગ્નિવેશસંહિતા ભિક્ષુ આત્રેયના ઉપદેશાનુસાર લખાઈ તો આ ગ્રંથ પર બૌદ્ધ પ્રભાવ કેમ પડેલો નથી ? (બૌદ્ધ પ્રભાવ ત્યારે શરૂ જ થયો ન હતો તન્ત્રી)

ચરકસંહિતામાં આત્રેય અને અગ્નિવેશનો જે ઘનિષ્ઠ સંબંધ છે તે જોતાં જો ભિક્ષુ આત્રેય ખરેખર આત્રેય જ હોય તો બૌદ્ધ લેખકો આત્રેયનું વર્ણન કરતી વખતે અગ્નિવેશને બિલકુલ ભૂલી જાય ? અગ્નિવેશે પોતાના સમકાલીન કેટલાયે ઋષિઓ અને વૈદ્યોનાં નામ પોતાના ગ્રંથમાં આપ્યાં છે તથા પોતાના સહાધ્યાયી ભેડ હારીત વિગેરે આત્રેયજીના અન્ય શિષ્યોનો પણ પરિચય કરાવ્યો છે તો પોતાના પ્રસિદ્ધ શિષ્ય જીવકનું નામ તે ગ્રંથમાં કેમ નથી મળતું ? આ સિવાય અગ્નિવેશે પુનર્વસુ આત્રેય તથા કૃષ્ણાત્રેય એમ બન્ને આત્રેયોનાં વર્ણન કર્યાં છે પણ કોઈ ભિક્ષુ આત્રેયનું નામ નથી ગણાવ્યું બૌદ્ધ ભિક્ષુ ત્રણે આત્રેયોમાં પહેલા નહિ બીજાને ત્રીજા પર થઈ ગયા હતા એ વાત નિર્વિવાદ છે ચરકસંહિતાના કર્તા આત્રેયજી ભિક્ષુ આત્રેયના સુદૂર કાળના પૂર્વજ હતા અને તે ઈ. સ. પૂ. ૬૦ કરતા કેટલીએ શતાબ્દી પૂર્વે થયા હશે

એક બીજા પ્રમાણથી પણ આ કથનને પુષ્ટિ મળે છે અગ્નિવેશસંહિતાના સંસ્કર્તા ચરકનો લગભગ ૧૫ ચિન્તામણીમાં મૂકવામાં આવે છે કારણ કે તે સમયના સમ્રાટ્ કનિષ્કના સંબંધમાં જે સાહિત્ય ઉપલબ્ધ છે તેમાં સમ્રાટના રાજવૈદ્ય તરીકે ચરકનું નામ વર્ણવ્યું છે આના એક બે પ્રમાણોના આધાર પર ચરકનો નિર્ણય એટલો બધો પ્રચલિત

થઈ ગયો છે કે કવિરાજ ધીરેન્દ્રનાથરાય જેવા સુયોગ્ય આયુર્વેદિક ચિકિત્સકોએ The principle of Tridosha in Ayurveda—જેવા પુસ્તકમાં ડૉ. દત્તના આ નિર્ણયનો નિરોધ સ્વીકાર કરી લીધો છે આ પુસ્તક પર મૈસૂર યુનિવર્સિટિ તરફથી સર જગદીશ બોઝ પારિતોષિક અને લાહોરથી હરજીમલ દાલમીયા સ્મારક પારિતોષિક કવિરાજ ધીરેન્દ્ર નાથજીને મળેલ છે પરંતુ સમ્રાટ્ વિક્રમના નવરત્નોમાં વરરુચિ નામના જે વૈદ્ય હતા તેજ ચરકસંહિતાના પ્રણેતા હતા એમ માનવું જે સમજાતું નથી. ખરું કે આ પ્રમાણે ચરકના નામનો પ્રયોગ તો કનિષ્કના સમયથી ઘણો ડૉ. વર્ષો પૂર્વે થયેલા વયાકરણ શ્રી પાણિનિએ कठचरकाल्लुक् એ સૂત્રમાં પણ કર્યો છે જે નામ પ્રથમ પ્રસિદ્ધ થઈ ચૂક્યું હોય તેના નામ પર વિશેષ સંજ્ઞા નિર્માણ થઈ શકે છે અને ચરકસંહિતાના ગ્રંથ સિવાય પ્રસિદ્ધિ બીજું કારણ શું હોઈ શકે? આ પ્રમાણે થોડી આલોચનાત્મક દૃષ્ટિથી જ ડૉ. દત્તસેનનો નિર્ણય જે નિષ્પક્ષ પ્રયત્ન છે તે બધા ભારતીય વિદ્વાનોને સમ્મત છે તથા આદરણીય છે પણ તે નિરોધ સ્વીકાર યોગ્ય નથી એ પણ આધુનિક વિદ્વાનોએ વિચારવા જેવું છે[1] (અપૂર્ણ)



## ૨૮ મા નિખિલ ભારતીય વૈદ્ય મહાસમ્મેલનમા આયુર્વેદાધ્યાપક પરિષદના સભાપતિ

# પ્રાણાચાર્ય વિદ્યાસાગર મહામહોપાધ્યાય કવિરાજ ગણનાથસેન શર્મા સરસ્વતીનુ ભાષણ

(મ ૧૯૯૫)

(અનુવાદકર્તા બાપાલાલ ગ વૈદ્ય)

धन्वन्तरिर्विजयते करुणैकमूर्ति

पीयूषपाणि रुदगादुदधे पुरा य ।

यद्यापि यस्य करुणा तटिनी तरङ्गा-

सारै क्षणात् प्रशममेति रुजाद्वाग्नि

આયુર્વેદ સેવા નિરત આયુર્વેદના મર્મજ્ઞ માનનીય અધ્યાપક વૃંદ!

આજે અતિ આનંદનો અવસર છે કે આજ ઘણે લાંબે કાળે આ ૨૮મા નિખિલ ભારતીય વૈદ્યસમ્મેલનમા આયુર્વેદની સેવા માટે આયુર્વેદના ઉદ્ધાર માટે જેણે વ્રત લીધુ છે એવા આપ આચાર્યોની સાથે મેળાપ થાય છે આપ લોકોએ આ પરિષદનું સભાપતિ સ્થાન સ્વીકારવાને મને જે આમંત્રણ આપ્યું છે તેથી મારું હૃદય કંપે છે મારી જરા દુર્બલ

---

1 હિંદુઓના એક વર્ગમા પ્રાચીન વદિક નામો રાખવાનો પ્રથા પ્રચલિત છે જેના પરિણામ વાત્સ્યાયન ધન્વંતરી ચરક—જેવા નામના ઘણા સજ્જનો આજે પણ મળી આવે છે હવે આ નામો વાંચીને કે સાંભળીને જો કોઈ વ્યક્તિ વદિકકાળને વીસમી સદીનો આવિષ્કાર માને તો તે કેટલી હદ સુધી યોગ્ય ગણાશે?

अधिगतत त्र ण स्वासितत त्र्थेन दृष्टकमणा स्वयमायुन शास्त्र निगन्ता राजानुज्ञातेन × × × बन्धुभूतेन भूतानां सुमहायवता वद्या विशिष्टानुप्रवष्ट्या (सुश्रुत सू स्था अ १ )

અર્થાત્ જેને શાસ્ત્રનો અભ્યાસ તથા શાસ્ત્રના અર્થોનુ ઠીક જ્ઞાન હોય જેણે દરેક ક્રિયાઓ જોઈ હોય અને જેનો અભ્યાસ પણ સારો હોય જેને રાજાની આજ્ઞા મળી હોય જે સર્વ પ્રાણિમાત્રમા બધુભાવ રાખે—આવા સુસહાય-સંપન્ન વૈદ્ય જ વૈદુ કરવા પ્રવૃત્ત થવુ

આચાર્ય ડલ્હણ ઉપરોક્ત સુશ્રુતવચનને વિષે જણાવતા કહે છે કે राजा हि प्रजा पालनतत्पर तत्प्रमादात् वैद्यव्यञ्जना राष्ट्रे चरन्ति कण्टकभूता लोकस्य तस्मात् राज्ञा परीक्ष्य अनुज्ञातेन विशिष्टा अनुप्रविष्टा इति ॥ અર્થાત્ રાજાનુ કર્તવ્ય પ્રજાપાલન છે રાજાના પ્રમાદથી જ કંટકરૂપ કુવૈદ્યો રાષ્ટ્રમા ચરી ખાય છે માટે રાજાથી સારી રીતે પરીક્ષિત તથા અનુમોદિત વૈદ્યોએ જ ધંધામા પ્રવૃત્ત થવુ જોઈએ

ચક્રપાણિ પણ કહે છે निष्पन्नेन वैद्यन प्रजापालक राज्ञि आत्मा गुणतो दर्शनीय ततो राज्ञा परीक्ष्य वैद्य प्रजारक्षार्थमनुमन्तव्य –एष धर्म । अनिष्पन्नवैद्यगुणचिकित्सा कुर्वाणो लोकापकारकतया राज्ञा नाशनीय ॥ इति અર્થાત્ વ્યુત્પન્ન વૈદ્ય રાજા પાસે જઈને પોતાની યોગ્યતાનો પરિચય આપવો જોઈએ અને રાજાએ સારી રીતે એ વૈદ્યની પરીક્ષા લઈને પ્રજાની રક્ષા માટે એને ચિકિત્સા કરવાની રજા આપવી જોઈએ રીતસરનો અભ્યાસ ન કર્યો હોય એવા અવ્યુત્પન્ન વૈદ્ય જો ચિકિત્સા (વકીલ) કરે તો લોકોનુ તે અહિત કરે એથી રાજાએ તેને સજા કરવી જોઈએ

આથી રાજાનુમોદન આવશ્યક છે પરંતુ રાજાનુમોદન વૈદ્યક શિક્ષણનો સમ્યક્ પ્રચાર વૈદ્યોનો રાજકીય ખાતાઓમા યથાયોગ્ય નિયોગ—આ બધુ શી રીતે કરવા જોઈએ આ પ્રશ્ન જ ખરી રીતે વિશેષ વિચારયોગ્ય છે રાજપુરુષો પ્રજાહિત માટે જ પ્રયત્નશીલ હોય છે છતા તે હમેશા પ્રજા કે વૈદ્યોનુ હિત કરી શકતા નથી રાજપુરુષોનો વિચાર તો પ્રજાકલ્યાણનો જ હોય છે છતા તે કોઈ કોઈ વખત પર-બુદ્ધિ-નેય હોય છે એટલે શુભ હેતુ હોવા છતા કેટલીક વખત તેમનાથી અનિષ્ટ થાય છે દાખલા તરીકે મુંબઈના તીય રાજમંત્રીઓ દ્વારા પ્રવર્તીત સુરાપાન-નિષેધક કાનૂન હવે જો આ કાનૂન આયુર્વેદના આસવ અરિષ્ટો જે આસવ અરિષ્ટોમા સુરાનુ પ્રમાણ અત્યલ્પ હોય છે જે વૈદ્યોનું આત્મસર્વસ્વ છે—ઉપર લાગુ પાડવામા આવે તો આયુર્વેદીય ચિકિત્સા પદ્ધતિનુ એક ઉપયોગી અંગ નાશ પામશે વૈદ્યો માટે રાજાનુમોદન (રજીસ્ટ્રેશન)ના નિયમો પણ અતિ કઠોર બનાવવામા આવ્યા છે રાજમંત્રીઓએ આ વિષે ગંભીર વિચાર નથી કર્યો વૈદ્યોની વૃત્તિને તે હણશે એટલો કઠોર કાનૂન છે મદ્રાસમા પણ કોંગ્રેસ મિનિસ્ટ્રી તરફથી આયુર્વેદ તરફ દૂર- દાક્ષ-અવલોકન થવા માંડયુ છે આથી એ અદૂરદર્શી રાજમંત્રીઓની દષ્ટિમા પલટો થાય તેઓ સમ્યગ જ્ઞાન કરી શકે એવી પ્રવૃત્તિઓ આપણે હાથ ધરવી જોઈએ સંયુક્ત પ્રાન્તોમા અને બિહારમા પણ રાજ્ય તરફથી દેશી વૈદ્યકને જે ગ્રાન્ટ આપવામા આવે છે તેમાથી અર્ધી શોભ્ય જેવી યાવની ચિકિત્સા પદ્ધતિ (ઍલોપથી) ઝૂટવી જાય છે

આ પ્રસંગે આયુર્વેદ શિક્ષાપદ્ધતિ વિષે પણ વિચાર કરવાનો વખત આવી પહોચ્યો છે આ વિષે પણ ઘણો મતભેદ છે પરંતુ તેમાયે બે પક્ષોનુ પ્રાધાન્ય છે એક પક્ષ એમ માને

અથવા તો પાશ્ચાત્ય ચિકિત્સકોએ આવિષ્કૃત કરેલા સકલ ચિકિત્સા માર્ગો જ આપણે અપનાવી લેવા શું ? અથવા સૂચિવેધ ( Injection ) વગેરે નવીન ઔષધો આપણે સ્વીકારી લેવાં એમ ?

તેનો આ ઉત્તર છે—આયુર્વેદના ઉત્થાન માટે આ પથ સમીચીન નથી પશ્ચિમના ગ્રંથોના ભાષાંતરો વાંચીને જ સદ્વૈદ્યો તેના મર્મને લગભગ નહિ જ સમજી શકે ખરી રીત તો એ છે કે આયુર્વેદીય સિદ્ધાન્તો સાથે એને મેળવી દઈ એવી રીતિમાં સમજવું જોઈએ કે તેથી પ્રાચીનશાસ્ત્રોનું ઉપબૃંહણ થાય અને નવીન ગ્રંથો નિર્માણ થાય સૂચિવેધ વગેરે ચિકિત્સા વિધિઓ પણ વગર વિચારે અવલંબવા જોગ ન જ ગ્રહણ કરી જોઈએ કારણ કે તે આપણા મતથી વિરુદ્ધ છે પરિણામે દુઃખકર્તા છે અને લોકો તેનો દુરુપયોગ કરે છે આવા ઇન્જેક્શનો મોટે ભાગે તીવ્રવિષોપયોગ મૃતજીવાણુનું પટ ( Vaccines ) તથા મૃતજીવાણુવિષ પ્રતિવિષ પ્રયોગો ( Antitoxic sera ) હોય છે આ ઇન્જેક્શનમાંથી કેટલાક ( જેવા કે Diptheria antitoxin Antitetanus serum ઇત્યાદિ ) ઇન્જેક્શનો બાદ કરતાં બાકીના ઘણાખરા પરિણામે દુઃખકારી જ હોય છે આપણો સિદ્ધાન્ત તો યાત્युदीर्णं शमयति नान्यं व्याधिं करोति च । सा क्रिया न तु या व्याधिं हरत्यन्यमुदीरयेत् ( ઉદીર્ણ થયેલા દોષોને જે શાન્ત કરે અને અન્ય વ્યાધિ ઉત્પન્ન ન કરે—આ જ ખરી ચિકિત્સા છે એક વ્યાધિ મટાડનાર બીજો વ્યાધિ ઉત્પન્ન કરે એ ખરી ચિકિત્સા ન કહેવાય ) આ છે જનતા પણ વૈદ્યોને ડૉક્ટરોનું અંધ અનુકરણ કરતી જોઈને તેનો દુરુપયોગ કરે એ પણ વૈદ્યોએ સમજવું જોઈએ પૂરેપૂરો વિચાર કર્યા વિના પાશ્ચાત્ય પદ્ધતિ અપનાવી લેવામાં જોખમ છે એ તરફ વૈદ્યોએ ધ્યાન આપવું જોઈએ

હા અશ્મરીશૂલ કે એવા જ બીજા તીવ્ર વેદનાને શાન્ત કરનાર અહિફેનસત્ત્વ ( *morphia* ) વગેરે સદ્યઃ ફલપ્રદ ઔષધોની ઉપેક્ષા વૈદ્યોએ ન જ કરવી જોઈએ

હા ઔષધ ખાઈને પણ શૂલ પ્રશમનનું કામ સાધી શકાય છે પરંતુ આમાં ઘણો વિલંબ લાગે છે ફલ પણ અનિશ્ચિત રહે છે આવે વખતે મૉર્ફિયાનું ઇન્જેક્શન આપવું એ શ્રેયસ્કર પથ છે ત્વચા માંસ અને સિરા વાટે ઔષધ આપવાનું તો પ્રાચીન આચાર્યોએ પણ સૂચવેલું છે પ્રચ્છાન્ત્રકર્મ સૂચિકાભરણ વગેરે કેટલાક ઔષધોમાં તો માથા ઉપર ચામડી કાપીને સોઈવડે ઔષધ યોજના કરવાનું સૂચન છે જ તીવ્રશૂલ યા વ્યાધિનું આવી રીતે સૂચિવેધદ્વારા સદ્ય નિવારણ કરીને ડૉક્ટરો દર્દીઓના ચિત્તને હરી લે છે અને દરદીઓની ડૉક્ટરોમાં ભક્તિ દૃઢ થાય છે—આ જોયા પછી પણ આપણે આવાં સદ્યઃફલદ ઔષધો અપનાવવામાં ઉદાસીન રહીએ તો તે યોગ્ય નથી જ આથી જ સજીવન સ્નેહ રસોનપીયૂષ સુવર્ણ- ઇત્યાદિ અમે આવિષ્કૃત નવીન પ્રયોગો અમો અમારી આરોગ્યશાળામાં ત્વચા માર્ગે અમારા દરદીઓને આપીએ છીએ અને પ્રત્યક્ષફલ દાખવી જોનારાઓને વિસ્મયમાં નાખીએ છીએ तालुनि प्रच्छयित्वाऽथ रसमेत विनिक्षिपेत् मुख्यान्तिमूर्ध्नि तोयमिश्रयातिप्रयत्नत ઇત્યાદિ ત્વચા પ્રયોગવિધિઓ રસગ્રન્થ સમુચ્ચયાદિ ગ્રંથકારોએ દર્શાવેલા છે—એ પણ આ પ્રસંગે આપણે યાદ કરવું જોઈએ નાતીસાર રોગ ( cholera )માં આપધાતુનો ક્ષય થાય છે રક્ત સ્ત્યાન-ગાઢું થાય છે આવે વખતે સિરાઓમાં લવણજલ ભરીને ડૉક્ટરો રોગીઓનો જીવ બચાવે છે આવી પ્રત્યક્ષ ફલદ

અને પ્રાણુરક્ષણુ દક્ષ વિધિની વૈદ્યોએ હવે ઉપેક્ષા ન જ કરવી જોઈએ શાસ્ત્રમા કાંઈ ન કહેવાયુ હોય તોય બીજાઓ પાસેથી સારૂ ઔષધ હોય તો તે લેવુ જ જોઈએ તદેવ યુક્ત ભવત્ય યદારોગ્યાય કલ્પતે ગાંઠો નાશે તે અર્જુન અને દર્દ મટાડે તે જ ખરૂ ઔષધ આથી મર્યાદાનુ ઉલ્લંઘન નથી જ થતુ

અત્યારે ઔષધ ગુણુ પરીક્ષા માટે સમલા દેડકા બીનાડા વગેરે પ્રાણીઓને ક્લોરોફોર્મ આપીને બેભાન બનાવીને ભેષજસાર (alkaloid) પ્રયોગોથી હંગામી રોગો ઉપર તેની શી શી અસરો થાય છે તે જોવા જાણુવાના જે પ્રયોગો થાય છે તેની તરફ અમારો નમ્ર વિરોધ છે સમલા વગેરે પ્રાણિઓ ઉપર અજમાવેલા ઔષધોની ક્રિયા અને અને મનુષ્ય શરીર ઉપર અજમાવેલા ઔષધોની ક્રિયા હમેશા એક સરખી નથી હોતી વળી ક્લોરોફોર્મદ્વારા બેભાન બનાવેલા-અચૈતન્ય પ્રાણીઓ ઉપર થતી ક્રિયા જીવતા જાગતા પ્રાણિઓની ઉપર થતી ક્રિયાથી ભિન્ન પ્રકારની હોય છે વળી શરીરના એક યંત્ર ઉપર ઔષધ વાપરવામા આવ્યુ હોય તે ઔષધની સમસ્ત શરીરમા જતા એવીજ અસર થાય છે એમ માનવુ પણુ મુશ્કેલ છે ભેષજસાર (આલ્કેલૉઇડ)ના એક પ્રયોગથી ઉપજતી ક્રિયા અને સમગ્રભેષજની ક્રિયા હમેશા એક સરખી નથી હોતી માટે સ્વસ્થ માણુસો તેમ રોગીઓ ઉપર ઔષધ પ્રયોગ કરી જે જે ક્રિયાવિશેષો જોવા જાણુવામા આવે તેજ સાચો રસ્તો છે વળી આધુનિક ફાર્માકોલોજી (Pharmacology) પ્રતિપાદિત પરીક્ષા ફળ સર્વથા વિશ્વાસાર્હ છે એમ નથી આ પરીક્ષા ફળ તો માત્ર દિગ્દર્શન પુરતુ જ ઉપયોગી છે એને વેદવાક્ય સમજવાની ભૂલ કદી ન કરવી

વળી નવી વસ્તુ અપનાવી લેવી જોઈએ એવા આગ્રહ-મોહમા પડીને પ્રત્યેક નવીન વસ્તુને ન લેવી જોઇએ આજે નિશ્ચિતફળવાળી ગણાતી ચિકિત્સાવિધિઓનો પાશ્ચાત્યો આવતી કાલે નિરર્થક ગણીને ત્યાગ કરે છે અલબત્ત પાશ્ચાત્યોનો આ તીવ્ર પરીક્ષા આગ્રહ અને સત્ય શોધવાનો તેમનો પરિશ્રમ અતિ આદરણીય છે તથાપિ વૈદ્યોએ તેનુ અનુકરણુ કરવા જેવુ નથી કારણુ કે એમા સિદ્ધાન્તોની દૃઢતાનો અભાવ હોય છે આપણે અહિંયા અનેક અદ્ભુત ફલવાળી ઉત્તમ ઔષધિઓ છે પરતુ તેમના વિશિષ્ટ ગુણોના આવિષ્કાર માટે આપણે સૌએ ખૂબ પરિશ્રમ ઉઠાવવા જોઈએ પણ મકરધ્વજ સુવર્ણુભસ્મ વગેરે ધાતુઓ રસાયન ઔષધિઓ વગેરે આજે પણુ જે અદ્ભુત ફળ દાન કરાવે છે તેટલો તો શુ પરતુ તેની અર્ધોય ગુણ પાશ્ચાત્ય ઔષધિઓ મોટે ભાગે દર્શાવી શકતી નથી રસ-ગધકનુ મિશ્રણ ધતુરા અને વચ્છનાગનું શોધન—આથી જે અદ્ભુત પ્રભાવવાળી અને વ્યાપદ્રહિત ક્રિયા સિદ્ધિઓ ઉપલબ્ધ થાય છે તેમાનો અલ્પાશ પણ દિવસ ઊગેને નવી નવી દવાઓ પ્રસિદ્ધિમા લાવનાર પાશ્ચાત્ય વૈદ્ય બતાવી શકતુ નથી આ છતા પણ નિદ્રાપ્રદ સદ્ય પ્રશમનકર અને વિઘ્ન-આવી ત્રણ જાતની અનેક દવાઓ તેમના વૈદકમા છે તે ધ્યાનાર્હ છે પ્રશસનીય છે માટે જ્યા સુધી આપણે તેવી જાતના અથવા તેથી પણુ અધિક ફળવાળા ઔષધો શોધી ન કાઢીએ ત્યા સુધી તેનો ઉપયોગ કરવો જોઈ એ વેદના શાતિના કાર્યમા વૈદ્ય કશી પણ ન્યૂનતા ન રાખે બીજા કોઈથી તે પાછળ ન રહે એ જોવા અધીરો છુ કારણુ કે જુના રોગોને ધીરે ધીરે સારા કરવામા જેટલો યશ નથી મળતો તેથી અધિક યશ સદ્ય દુઃખપ્રશમનની વૈદ્યાને મળે છે અને દરદીઓની તેમની તરફ ભક્તિ દૃઢ થાય છે

આ સિવાય પણ વધારે બીજું ઘણું કરવાનું છે આયુર્વેદીય ઔષધિઓ નિઘંટતત્ત્વ પંચકર્મ વગેરે તત્ત્વોનું અન્વેષણ ( Research) આપણે કરવાનું છે આ કામ વૈદ્યોએ અને ખાસ કરીને આયુર્વેદ વિદ્યાપીઠે તત્ત્વાન્વેષણ શાળા ( Laboratory ) સ્થાપીને હાથ ધરવું જોઈએ આવી શાળાઓમાં તાપ્ય ખપ્પર વિમલાદિ નિર્માણ વસ્તુઓ ક્રિયાવિશેષો પ્રયોગવિશેષોનું સારી રીતે સંશોધન થવું જોઈએ અત્યારે તો સ્વર્ણમાક્ષિક ભસ્મ કેમિકલમાં તાંબાનો ભાગ અલ્પ તો બીજીમાં અત્યધિક જેથી વાંતિભ્રાંતિ થાય છે (2 to 20 p C ) છ આ સ્થિતિમાં તેને કેમ વાપરવી એ સમજાતું નથી આ માટે તો વૈદ્યસમ્મેલનના ભૂતપૂર્વ સભાપતિ દ્રવ્યગુણ મર્મવેત્તા પં શ્રી ગંગાધર શાસ્ત્રી ગુણેના ગહન આયુર્વેદના અધ્યયનને છે નાગર મહાભાગ પં શ્રી યાદવજીભાઈ વિક્રમજી આચાર્યના અને અમારા પ્રિયશિષ્ય કવિરાજ શ્રી પ્રતાપસિંહજીના પ્રયત્નોને કયો વૈદ્ય નહિ વખાણે? અથવા કયો વૈદ્ય એમનો ઋણી નથી?

વિલુપ્તપ્રાય પુરાણી જાણીને ચરકસુશ્રુતે શાસ્ત્રોપદેશને શિરોધાર્ય કરી અષ્ટાંગ આયુર્વેદને પ્રાણવાન બનાવવાને આપણે સાથે સુમહાન પ્રયત્નો આદરવા જોઈએ આ પ્રયત્નો અત્યારે ભારતવર્ષમાં સર્વત્ર શરૂ થઈ ગયા છે અને અમને તો આશા છે કે ભૂપાગત સુવર્ણની માફક વૈદ્યશાસ્ત્ર પણ એકવાર ફરીથી સમુજ્જ્વલ રૂપ ધારણ કરશે જ આયુર્વેદનું નવીન કલેવર બનાવવામાં તો આપ સૌ જ અમારા મદદનીશ છો આવશ્યક વિવિધ પ્રધાન પાઠ્યસૂચી અને તે અનુસાર નવીન ગ્રંથ રચના તેનું અધ્યયન અને અધ્યાપન કરી કરાવી આપ જ આયુર્વેદને જરા-મરણ-નિવારણ-સમર્થ બનાવી શકશો નવીન આયુર્વેદની વિજય-પતાકા લઈને આવવાવાળા એવા આપ જેવાઓના અનુચર છીએ અને આપની પૂર્ણ સહાનુભૂતિ તથા શુભ કામનાની જ આશા રાખીએ છીએ વૈદ્યસમાજને અમો પોકારીને કહીએ છીએ કે

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ॥

॥ ઇતિ શમ્ ॥

---

## નિખિલ ભારતવર્ષીય ૨૮ મા વૈદ્ય સમ્મેલન પ્રસંગે ભરવામાં આવેલ

# પ્રદર્શન

( લેખક—વૈદ્ય બાપાલાલ ગ વૈદ્ય પ્રદર્શન સમિતિ તરફથી )

( તા ૨૭-૧૨-૩૮ )

પ્રદર્શન ઉપર માર્ગદર્શક ગાઈડ છપાવવાનો ઉદ્દેશ હતો પરંતુ સમ્મેલન ૨૬ મી તારીખે મળ્યું એટલે એક દિવસ જેટલા ટુંકા સમયમાં વિશદ વિચારણા માગતી નોંધ લખવાનું ન બન્યું છતાંય અભ્યાસ દૃષ્ટિએ અમુક અમુક દ્રવ્યો તરફ વૈદ્ય બન્ધુઓનું ધ્યાન ખેંચવા માટે આ નમ્ર પ્રયાસ છે આ લખાણની મર્યાદા ધ્યાનમાં રાખવા સૌને નમ્ર વિનંતિ છે મતભેદને અવકાશ છે જ

આયુર્વેદાચાર્ય ચિકિત્સક ચૂડામણી રાજવૈદ્ય દિક્ષિત પં મધુસૂદન શાસ્ત્રી મૃત્યુંજય

નાગકેશર તરીકે વાપરે છે બજારમા રાસ્નાની ઝુડીઓ મળે છે તે (આ ઝુડીઓ કાઠિયા વાડમા નક્રરા ના થી હેમીના મૂળીયા –આવે છે) તથા કચ્છી રાસ્ના જે ઉત્તર હિંદુસ્તાન વગેરે સ્થળોએ રાસ્ના તરીકે વપરાય છે તે મારો કપિલો ઉત્તમ પીપરીમૂલ ખરી અને ખોટી કાકડાસીંગી સફેત અને કાળુ નસોત્તર પાષાણભેદ પાતાળ તુંબડી નાયમાણ વખરો દવ ાર અને ચીડ (આ ચીડ જ ગુજરાતમા દેવ ાર તરીકે વપરાય છે) કુક્કુટીય (હીડનોકાપ સ) અને મેનમોગરાના બીજ બ 1રૂ અગર એનો સારો કૃષ્ણગુરુ અસલી હિંગ (આપણે બધા અશુદ્ધ હિંગ વાપરીએ છીએ) અમન ડીકામાલી રૂમળ હપુ॥ (Jupnierના ફીઝ છે) શુદ્ધ ગુગળ ખોટી ખરી ગ ધ્પીપર પાષ વાળો વગેરે શુદ્ધ દ્રવ્યો છે એમ અમારૂ માનવુ છે

**સપ્તર ગી** ગોવા તરફ ખૂબ વપરાય છે યકૃત્ ઉપર સારૂ ગણાય છે આ ઉપયોગી વનસ્પતિના મૂળ અહિંઆ શુરત વલ્લભદાસ ઔષધિ ભંડારે શીશીમા રાખ્યા છે (Casearia esculenta n o samydaceal)

સપ્તરગી ડીજીનીસ બનેડોના પોંડારીનમ્ (પાંગ્ર) સોમ (હોમ) રામા [ થાઈમ જેમાથી થાઈમૉલ કાઢવામા આવે છે કાશ્મીરમા થાય છે ] કીમગીસાકરની (Viscum album) વાગીવા ઇત્યાદિ દવાઓ વાપરવા યોગ્ય હોઈ એનો પરિચય આવશ્યક છે

હજી શલિપર્ણી અને પૃશ્નિપર્ણી પણ આપણે નક્કી કરી શકયા નથી આ વાત નમૂનાઓ ઉપરના નામો જોવાથી સમ ાશે છે આવા થોડા એટલે નમૂનાઓ ટેમ્પ ઉપર રાખવામા આવ્યા છે પૃશ્નિપર્ણીને કેટલા શાલિપર્ણી અને કોઈ શાલિપર્ણીને પૃશ્નિપર્ણી માનતા લાગે છે પૃશ્નિ એટલે ચિત્રવિચિત્ર જેના પાન ચિત્રવિચિત્ર (Spotted) હોય વળી જેના ફુલની ઘટાર સિંહપુચ્છ સદશ હોય એ પૃશ્નિપર્ણી=Uraria p ctr Urarta pictaનો અર્થ પણ ચિત્રવિચિત્ર પાનવાળી એવોજ થાય છે ૧૦ ૨ ૩ ? છોડ થાય છે અમો તો માનીએ છીએ કે શાસ્ત્રોક્ત પૃશ્નિપર્ણી આજ છે અને શ્રી બાપાલાલ ગ વૈદ્યનો પૃશ્નિપર્ણીનો નમૂનો જોવાથી તે સમ ાશે

શાલિપર્ણી એટલે Desmodium gangeticum n o Leguminoseae સાલવણ નામથી જ આ છોડ ઓળખાય છે આને ઘણાખરા પૃશ્નિપર્ણી માને છે સાચી શાલિપર્ણીનો નમૂનો જોવા મળી શકશે

કેટલાક અનંતા અને સારિવાને ભિન્ન ભિન્ન માનતા જણાય છે ઝંડુફાર્મસીના નમૂનામા પણ બન્ને ચીજો ભિન્ન ભિન્ન નામોથી (વાસ્તવિક તો એકજ વનસ્પતિ બ તેમા ભરી લાગે છે) આવેલી છે સારિવા તો નિશ્ચિત જ છે અનંતા ને સારિવાનો પર્યાય માનીને મહિમ્નતા ટાળવા જેવી છે મત્સ્યાક્ષી ને યાદવે હુનગુ ા તિ લાકે તરિકે ઓળખાવી છે પૂ જાદવજીભાઇના ૈક માનડી મિત્ર મત્સ્યાક્ષીનો જે નમૂનો [alternanthera sessalis n o Amarantaceae ગુજરાતી નામ ભાજી ] અહિં રાખવામા આવ્યો છે તેને હુનગુ ા તરિકે ઓળખાવે છે એટલે મત્સ્યાક્ષી આને માનવી પડે ખરી

બાકી દેશી તથા સસ્કૃત નામોની ચર્ચામા ઉતરવુ અત્રે અસ્થાને છે કોઈએ હુરહુરા હિલમોચિકા નો નમૂનો રાખ્યો છે હુરહુરા એટલે ગુજરાતી તનમણી કે કાનફાડી હિલમોચિકા બગનામા થાય છે કોઈએ સીમમૂળીના (Commelinaceae)ને વિષ્ણુક્રાન્તા ભેદ નામ આપે છે કોઇ વિઘુડા (tigers claws) ને વાઘનખ કહે છે ભાકજ્યા માટે પણ હજી ગોટાળો ઊભો છે

चा पद राख्युं छे पछी रत्युं अस्ति वातोविरोधी એટલે એનામા કપકા શુદ્ધ-મેલ રહિત કરવાનો ધર્મ છ

બાળીના અર્ધા ^ના મા ગુણન નિ છે આણુક્ષારથી રતાધળાપણુ ખ મો વ્રણુમ્નુ ઉદાનત અને કૃમિઓનો નાશ થાય છે

મૂળમા नस्ताधत्यम् ની ટીકામા ञरनो विस्रताम्पण्डरण्डम् ી ટીપમા प्रग्नणेन અને चतुत्रात्म् એ ટીકામા यक्तिविधया ગોઠવો ખુનામા છે એથી સ્પષ્ટ થાય છે કે રતાધળાપણામા આ દ્ર આખમા આ ત્તા અસરકારક નીવડે છે ારે અડકણુમા આ ષ્ણુ તે સ્થાને મર્દન થતા કાર્ગો થાય છે અને કૃમિરોગમા આ દ્ર બસ્તિથી શરીરમા દાખલ થવુ જોઈએ

चक्ष य—विरातान् અને लोदुतलम् મે ૮ પદો ટીપ વિના ા રહી જાય છે પરતુ એ સમજવા માટે તો ટીકા ણુ ઓ કવિ મહાનુભાવોની લાક્ષણિ્ણુ પદ્ધતિને ખ્યાલમા રાખવાની જ જ ર છે

विस्रताम् અને चण्डरण्डम् ો મદા અધિમરુદ્ધ છે રસ્તુત ત્ની વાપરવાની રીત એક ર છે ેવુ શાસ્ત્રા મા નર જ જાણે ત્વિ બેઉ રચ્ચો અધિકાર ્ રી આપણને સંકેત રામ નવે છે

અંતિમ ચરણુમા પણુ એવો સંકેત છે सावावत प चतुवाल्म् સાથે જાય છે સમાસરાકુ એ પ છે સહોક્તિથી બેઉનો સબધ સિદ્ધ છે માટે બેઉમા આ ય સમાન રીતે વાપરવુ એવો નિ^શ છ

આ સાણુ આખમા જતા આખો ાજે છે લાલ થા છે અને આસુ પણુ આવે છે રતાધળાપણુના આ પ્રતિકારોમા પણુ એવા તીક્ષ્ણુ ઉષ્ણુ લવણુ આનો સમાવેશ છે એથી આ પ્રયોગમા અનર્થ નહિ પણુ કાળજી રાખવી જોઈએ

ચોગીને ાસાથી મેલ દૂર થાય અને પરિણામે મેલથી થતી વિસ્રતા અને અડકણુ ખપ ન રહે

ક્ષાર ગુણ વાતવિરોધી છે મલાવરોધાદિ ારણોથી ઉ વર્ત થાય ેમા સાણુના પાણીની બસ્તિ ેરકુ કામ રે છે ેક તો વાતગુણમારી મલાવરોધનો વિધ્વંસ કરે બી વિકૃત વાયુને આત્મગુ ોથી નકૃત કરે

કૃમિના બાહ્ય સ્નારામા સાણુથી હાવા ધોવાની ઉપચાર પદ્ધતિ છેજ અભ્યતર કૃમિમા ઉપવાસાદિ અ ય વિધિ મા સાણુના પાણીની બસ્તિ આપવાથી ઘણુા પડેલા કૃમિ આતરડામાથી બહાર ની ળી આવે છે

આમ સાણુક્ષાર વિવિધ પદ્ધતિથી પ્રયોજતા વિવિધ ાધિમા ફાય મ માલમ પડતો હોવા વિષે અ ય નિઘટુકારોએ ઉ લેખ કીધો નથી ધા ા દ યો છ તો એવા મળી શકે જેનો વ્યવહારમા ઘમઘો ર ઉપયોગ થતો હોય છતા આયુર્વેદમાથી હિ કૃત રહી ગયા હોય તદ્વિદાની તે િશામા ઉત્સાહ શક્તિભરી પ્રગતિ આજે આવશ્યક અને આવકારપાત્ર છે

લી

મહોપાધ્યાય કાશીવિશ્વનાથ પ્ર વ્યાસ
સાહિત્યાચાર્ય કા ય વિશારદ મીમાંસાશાસ્ત્રી
ગૃહીતાયુર્વેદશાસ્ત્ર
ઊંઝા

# આયુર્વેદના વિદ્યાર્થીઓએ અવશ્ય સંગ્રહવા યોગ્ય આયુર્વેદનો અમુલ્ય ગ્રંથ

# પ્રત્યક્ષં શારીર

નો

## ગુજરાતી અનુવાદ



હમણાં જ બહાર પડેલો આ અમુલ્ય ગ્રંથ આયુર્વેદના દરેક વિદ્યાર્થીઓએ તેમજ વૈદ્યોએ અવશ્ય સંગ્રહવા યોગ્ય છે. ખરું શારીરનું પ્રત્યક્ષ જ્ઞાન જ વૈદ્યકવિદ્યાનો સાચો પાયો છે. મ. મ. કવિરાજ ગણનાથસેન સરસ્વતી એમ. એ. એલ. એમ. એસ. કૃત સંસ્કૃત પ્રત્યક્ષ શારીરના પહેલા તથા બીજા ભાગનો ડા. બાલકૃષ્ણ અમરજી પાઠક એલ. એમ. એન્ડ એસ. એમણે કરેલો આ શોધિતવર્ધિત ગુજરાતી અનુવાદ છે. ગુજરાતી ભાષામાં આ વિષયનું આ પહેલું જ પુસ્તક છે.

પાકા પૂંઠાના ૭૦૦ પાનાના સચિત્ર પુસ્તકની કિંમત માત્ર રૂ. ૮-૦-૦

આયુર્વેદના વિદ્યાર્થીઓને ગુરુનું પ્રમાણપત્ર બતાવવાથી રૂ. સાતમાં મળશે

Regd No B 1319

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલું

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી, ચર્ચનાર વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક- ૨૨ | तन्चैव युक्तं भेषज्यं यदारोग्याय कल्पते। | ફેબ્રુઆરી
અંક ૪ | स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥ | ૧૯૩૯


તંત્રી અને પ્રકાશક-

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્ક્સ લી૦ તરફથી

૬ સયાની રોડ મુંબાઈ-૧૪




શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
સંબંધનું શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારાજ મળશે

# અનુક્રમણિકા



## — વિનતિ —

આ માસિકની આ અનુક્રમણિકા જોઈને વાચકને ખાત્રી થશે કે આ માસિક આપણા વૈદ્ય શાસ્ત્રના જ્ઞાનપ્રચાર માટે કેવું કામ કરી રહ્યું છે. આ માસિકનું આ ૨૨ મું વર્ષ ચાલે છે. શરૂઆતથી જ આ માસિકમાં આવા ને આવા જ લેખો આવે છે. વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે આ માસિક મંજુર થયું છે. અમને આશા છે કે શાસ્ત્રની વિદ્યાના પ્રચારમાં જ દેશનો ઉદ્ધાર સમાએલો છે એમ સમજી દરેક વાચક આ માસિકના ગ્રાહકો વધારવાની કે છેવટ પોતાના ગામની લાયબ્રેરીઓ દ્વારા પણ આ માસિકનું વાચન કરનાર વધે તેવી કોશિશ કરશે.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી
તંત્રી


મુદ્રણસ્થાન: આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ—અમદાવાદ
મુદ્રક: મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ. તા. ૨૬-૪-૩૯

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विवल्भिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्यः

પુસ્તક ૨૨ મું ] ફેબ્રુઆરી ૧૯૩૯ [ અંક ૨


## આયુર્વેદિક ગ્રન્થ સાહિત્યની પૂર્તિ શી રીતે થાય?

( લેખ —વૈદ્ય યાદવજી ત્રિકમજી આચાર્ય )

( નિ ભા ૨૮ મા વૈદ્ય સમ્મેલનમા અધ્યાપક સમ્મેલનના આરંભમા એ સમ્મેલનના સ્વાગતાધ્યક્ષ તરફથી જે નિબન્ધ વહેંચવામા આવ્યો હતો તેનો અનુવાદ તંત્રી )

પ્રાચીન સમયમા ભારત વર્ષમાજ આયુર્વેદ (ચિકિત્સાશાસ્ત્ર)નો જન્મ અને વિકાસ થયો છે એજ વાત બીજા દેશના ઇતિહાસકારો પણ માને છે ભારતીય લોકોની માન્યતા છે કે સૃષ્ટિની ઉત્પત્તિ બ્રહ્માથી થઈ અને આયુર્વેદનો જન્મ પણ બ્રહ્માથી થયો બ્રહ્મા પાસેથી પ્રજાપતિ દક્ષપાસેથી અશ્વિનીકુમાર અને અશ્વિનીકુમાર પાસેથી ઇન્દ્ર આયુર્વેદ શીખ્યા તેઓએ અને તેઓના શિષ્ય પ્રશિષ્યોએ અનેક સંહિતાઓ અને તન્ત્રો લખ્યા આ આર્ષકાળમા (આજથી પચીસો વર્ષ પહેલા) આપણો આયુર્વેદ બીજા સભ્ય દેશોના ચિકિત્સાશાસ્ત્રોની તુલનામા અવશ્ય ઉચ્ચ કોટિનો હતો બીજા દેશના જિજ્ઞાસુઓ ભારતવર્ષમા આવી અહીંના ચિકિત્સાશાસ્ત્રનુ અધ્યયન કરી જતા અને પોતાના દેશમા તેનો પ્રચાર કરતા હતા એ વખતે આયુર્વેદમા નવીનવી શોધો થતી હતી ઋષિઓ તદ્વિદ્યસંભાષા પરિષદો મેળવી શાસ્ત્રની ચર્ચા કરતા હતા એક બીજાના મતોનુ યુક્તિપૂર્વક ખંડન મંડન પણ કરતા હતા એ વખતે આયુર્વેદના સર્વ અંગો સંબધી મોટા મોટા વિસ્તૃત સંહિતા ગ્રંથો લખાતા હતા હમેશા તેમા નવા નવા વિચારોનો સમાવેશ થતો હતો પરંતુ પછી ભારતવર્ષ ઉપર વિદેશીઓના વારંવાર થતા હુમલાઓથી તથા બુદ્ધના જન્મ પછી થયેલા ધાર્મિક અધપ તથા વિપ્લવથી આયુર્વેદના વિકાસનો માર્ગ અટકી ગયો નવા અને સ્વતંત્ર વિચારોવાળા ગ્રંથો લખવાનો ક્રમ દિનપ્રતિદિન ઘટતો ગયો પરદેશીઓના હુમલાઓ તથા ધાર્મિક વિપ્લવોએ આપણા આયુર્વેદિક સાહિત્યનો એટલો નાશ કર્યો કે સાતસો આઠસો વર્ષ પહેલાના ટીકાકાર ચક્રપાણિદત્ત ડલ્હણ ઇન્દુ વિજયરક્ષિત અરુણદત્ત વગેરેના સમયમા જે ચાળીસ પચાસ આર્ષ સંહિતાઓ ભિન્ન અંગોના વિષયમા ઉપલબ્ધ હતી તેમાથી ચરક-સુશ્રુત બે સંપૂર્ણ (તે પણ પ્રતિસંસ્કૃત) અને ભેડ તથા કાશ્યપ સંહિતા એ બે ખંડિત ગ્રંથો એને બાદ કરતા બીજા સર્વ સંહિતા તથા તંત્ર ગ્રન્થો આપણા દુર્ભાગ્યે લુપ્ત થઈ ગયા છે સંહિતા ગ્રંથોજ નહિ પણ મધ્યકાળમા ઈ સ ૭૦૦ થી ૧૧૦ સુધીમા રચાયેલા ભટ્ટારહરિચંદ્ર જેજ્જટ ગયદાસ વગેરેના વિસ્તૃત ટીકા ગ્રંથો પણ આજે આપણી પાસે નથી આપણા કેટલાક વૈદ્યભાઈઓ માને

વનસ્પતિ ઓળખવાનું પણ શાસ્ત્ર છે જે સાધારણ રીતે વનસ્પતિ શાસ્ત્ર–botany તરીકે ઓળખાય છે પરન્તુ વનસ્પતિ શાસ્ત્ર કરતા ઉદ્ભિજ્જ શાસ્ત્ર એ નામ વિશેષ સાર્થક લાગે છે સુત્ર उद्भिद्गति त उद्भिद अर्थात् પૃથ્વીનું પેટ તોડીને જે બહાર આવે છે તે ઉદ્ભિજ્જ ચરક કહે છે કે औद्भिद तु चतुर्विधम् वनस्पतिस्तथा वीरुद् वानस्पत्यस्तथौषधि અર્થાત ઉદ્ભિદ્દના ચાર ભેદ પાડવામા આવ્યા છે (૧) વનસ્પતિ (૨) વિરૂધ (૩) વાન સ્પત્ય અને (૪) ઔષધિ અર્થાત્ વનસ્પતિ એ તો ઉદ્ભિદ્દનો એક ભેદ છે એટલે વનસ્પતિ શાસ્ત્ર કરતા ઉદ્ભિજ્જશાસ્ત્ર વિશેષ યોગ્ય લાગે છે फल वनस्पति पुष्पैर्वानस्पत्य फलैरपि ॥ ओषध्य फलपाकान्ता प्रतानै वीरुध स्मृता । चरक ग १ ७२ ?

અર્થાત્ ફુલ સિવાય જેને ફલ બેસે તે વનસ્પતિ
જેને ફુલ અને ફલ બને આવે તે વાનસ્પત્ય

ફલ બેઠા પછી અને તે પાક્યા પછી જે સૂકાઇ જાય તે ઔષધિ અને વેલા ગુલ્માદિ તે વિરૂધ–આ ચરકનુ વર્ગીકરણ છે સુશ્રુતમા વાનસ્પત્યને બદલે વૃક્ષો નામ રાખવામા આવ્યુ છે

ફુલ સિવાય ફલ બેસે તે અપુષ્પ વનસ્પતિ જેને અગ્રેજીમા Cryptogamous Plants અથવા Cryptogamia કહેવામા આવે છે તે અર્થાત્ વનસ્પતિ એટલે Cryptogamous plants

ફલ અને ફુલ બને આવે તે વાનસ્પત્ય અથવા જેને અગ્રેજીમા Flowering Plants અથવા Phanerogamous Plants અથવા Phanerogamia કહેવામા આવે છે તે ઔષધિ એટલે તો ફલ પાક્યા સિવાય સુકાઇ જનાર બાજરી ઘઉં જુવાર ચોખા ઇત્યાદિ પૃથગ્જનો જે અર્થમા ઔષધિ નો ઉપયોગ કરે છે તે કરતા ઔષધિ શબ્દ નો અર્થ જૂદો છે એ સમજી શકાશે

સુશ્રુત ટીકાકાર ડલ્હણ વિરૂધના બે ભેદો प्रतानवत्यस्तम्बिन्यश्च આપે છે ડલ્હણ કહે છે કે પ્રતાનવત્ય એટલે વિસ્તારવાળી વિરૂધ જાતિ ને કેટલાક ગુલ્મિન્ય કહે છે ગુલ્મ એટલે વર્તુલતામતનિવિટપ અર્થાત્ વિસ્તારી તોરણુ (અદરવેલી અથવા જીનવલ્લી) શાલપર્ણી પૃશ્નિપર્ણી વગેરે જાતિની વીરુધ ગણાય છે ફલપાક નિષ્ટ ઔષધિના પણ ડલ્હણ વળી પાછા બે ભેદ પાડે છે – (૧) ફલ નિષ્ટ ઔષધિઓ ડાંગર અનાજ વગેરે અને (૨) પાકનિષ્ટ ઔષધિઓ પાક્યા પછી જે કરમાઈ જાય–જેને ફુલ કે ફલ બનેમાથી એક પણ આવે નહિ એવી ઔષધિઓ બીનાડીના રોપ ઇત્યાદિ

વરાહિક ભાષ્યકાર પ્રશસ્તપાદ આથી પણ સૂક્ષ્મ વર્ગીકરણ આપે છે પ્રશસ્તપાદ ઉદ્ભિજ્જને છ વિભાગમા વહેચ્યુ છે (૧) તૃણ (૨) ઔષધિ (૩) વૃક્ષ (૪) લતા (૫) અવતાન અને (૬) વનસ્પતિ અવતાનને થી સુરેન્દ્રનાથ સીન arboraceous Plants કહે છે ઘાસને તૃણમા ગણાવી તેનુ નામ તૃણ વર્ગ રાખવામા આવ્યુ છે તૃણવર્ગ એટલે હાલ જેને વનસ્પતિ શાસ્ત્રીઓ Gramineae કહે છે તે વર્ગ ઔષધિમા Cereals અને

Legumes બનેનો સમાવેશ થાય છે ¹

ત્યાર આપણે ઉદ્ભિ જગત (Vegetable Kingdom) ને મુખ્ય બે વર્ગમા વહેચીશુ તો તે વિશેષ સુગમતાવાળુ થઇ પડશે આજના વનસ્પતિશાસ્ત્રીઓ પણ આજ પ્રમાણે વર્ગીકરણ પાડે છે –




સપુષ્પ વનસ્પતિના એકદલ અને દ્વિદલ ભેદો બધાને સુગમ છે પરંતુ અપુષ્પવનસ્પતિના અનેક ભેદો વિષે આપણા ઋષીઓ જાણતા નથી આ અનિયમિત વિચાર છે અ એનો અભ્યાસ પૂર્ણ રૈચિક અને બોધ છે આધુનિકોએ અપુષ્પવનસ્પતિને ત્રણ વર્ગમા વહેચી નાખી છે (૧) સ્થાણ્વદ્ભિજ (૨) ઉદ્ભૂતાવયવી અને (૩) પાર્ણિની

સ્થાણ્વદ્ભિજ એટલે સૃષ્ટિની શરૂઆતમાં જે વનસ્પતિઓ પાણીમા ઉગતી હતી દરિઆઈ વનસ્પતિઓનો આમા સમાવેશ થાય છે વિદ્વાનો કહે છે કે સૃષ્ટિની શરૂઆતમ

1 ચરકે શુકધાન્ય અને શમીધાન્ય એવા આહાર દ્રવ્યના બે મુખ્ય ભેદો ગણ્યા છે શુ ધાન્યમા શાલિ વ્રીહિ શ્યામાક નીવાર યવ વેણુયવ ઘઉ નંદીમુખ વગેરેનો સમાવેશ થાય છે તૃણવર્ગ–ગ્રામીનેસી ઓર્ડર શુકધાન્યમા અંતર્ગત થઇ જાય છે જ્યારે શમીધાન્ય એટલે શીંગમાત્ર સિંગ ફળો વગેરે Leguminous plants શિંબીવર્ગ–લેગ્યુમીનોસીમા આવી જાય છે કેટલાક શુકધાન્યને Cereal અને શમીધાન્યને Legumes કહીએ તો ચાલે શુકધાન્યને એકદલ અને શમીધાન્યને દ્વિદલ ઔષધિઓ પણ કહી શકાય

ફક્ત આ જ વર્ગની વનસ્પતિઓ હતી આમા પોષક nutritive અને પ્રસવક Reproductive બને જાતની પેશીઓ નિર્ગનિરાળી સ્પષ્ટ રૂપમા હોતી નથી આથી એનું નામ સ્થાણૂદ્ભિજ્જ રાખવામા આવ્યુ છે

(૨) ઉદ્‌ભૂતાવયવી—એટલે જે વનસ્પતિઓને પોષક અને પ્રસવક પેશીઓ સ્પષ્ટ હોય છે તે ઉચ્ચ ઉદ્‌ભિજ્જ જેટલી આ પેશીઓ વિકસિત થએલી નથી હોતી પરતુ સ્થાણૂદ્ભિજ્જ કરતા આ જાતી વનસ્પતિઓ વિકાસક્રમમા વધુ વિકાસવાળી થએલી જણાય છે શેવાળ લીવરવર્ટસ વગેરે આ વર્ગની વનસ્પતિઓ ગણાય છે

(૩) પર્ણિની એટલે મૂળ ડાડી પાન વગેરે બધુજ સ્પષ્ટ સ્વરૂપમા જણાય છે તે વનસ્પતિઓ આ વનસ્પતિઓને ફુલ નથી જેમના આદી ઉત્પત્તિ રેણુ (Spores) રૂપ પ્રસવક અવયવોમાથી થાય છે હંસરાજના કમનીય છોડવાઓ આજ વર્ગના છે

સ્થાણૂદ્ભિજ્જના ચાર ભેદ પાડવામા આવે છે જીવાણુ જેને અગ્રેજીમા Bacteria કહે છે તે અપુષ્પવનસ્પતિનો જ ભેદ છે એ યાદ રાખવા જેવુ છે જતુશાસ્ત્ર એ ઉદ્‌ભિજ્જ શાસ્ત્રની જ શાખા છે એ જાણવાથી ઘણા વદોને આશ્ચર્ય લાગશે પરતુ આપણા પૂર્વજોને આ વાતનું જ્ઞાન હતુ સુશ્રુતમા અને માનવધર્મશાસ્ત્રમા ગૂગ્ગુલ ઉપર લખાણ છે આ શક એટલે જલજતુ એમ ડલ્હણ પરિચય કરાવે છે ડીમક માને છે કે આ શક તે એક જાતની અત્યંત સૂક્ષ્મ વનસ્પતિ (ડાયાટોમ્સ) છે આ અતિસૂક્ષ્મ વનસ્પતિ જેને કેટલાક પડિતો Bacteria જ માને છે તેનો ઉપયોગ આશ્વલાયને તેના ગૃહ્યસૂત્રમા અને સુશ્રુત વગેરેએ પોતાના ગ્રથોમા વિગતર્ધન માટે કર્યો છે આ અતિસૂક્ષ્મ જીવાણુ જેવી વનસ્પતિ ખાઈ નેજ નાની માછલીઓ પોતાનો જીવનનિર્વાહ ચલાવે છે આ નાની માછલીઓ ખાઈ ને મોટી માછલીઓ જીવે છે આ મોટી માછલીઓને કૉડ નામની પરાક માછલીઓ ખાય છે કૉડલીવર ઑઇલમા વિટામિન એ નુ પ્રચૂર પ્રમાણ જોવામા આવે છે તેનુ મૂળ આ અતિસૂક્ષ્મ વનસ્પતિ (ડાયટોમ્સ) છે કારણ કે વિટામિન એ' ઉદ્‌ભિજ્જ સૃષ્ટિમા જે કરોટીન (ગાજરરગી પીળા રગ પદાર્થ) રહેલુ છે તેમાથી જ પ્રાણિમાત્ર ગ્રહણ કરે છે ઉદ્‌ભિજ્જ સૃષ્ટિમા કરોટીન પદાર્થ રહેલો છે જે પ્રાણી શરીરમા ગયા પછી જ વિટામિન એ મા પરિણત થાય છે અર્થાત્ આ અતિસૂક્ષ્મ વનસ્પતિ જેને જીવાણુ કહેવામા આવે છે તે એક સ્વતંત્ર વિષય બન્યો છે અને આ સ્વતત્ર વિષયે—Bacteriology એ–હાલ આશ્ચર્યજનક ઉન્નતિ સાધી છે આ વર્ગમા હરિદ્રજક દ્રવ્ય (ક્લોરાફીલ) હોતુ નથી સ્થાણૂદ્ભિજ્જનો બીજો ભેદ તે સમુદ્ર વનસ્પતિ (Algeae) સૃષ્ટિની શરૂઆતમા દરિયાના પાણીમા આજ જાતની વનસ્પતિઓ ઉગતી એમ વિદ્વાનો માને છે આપણું આયોડીન આજ વર્ગની વનસ્પતિઓમાંથી તયાર થાય છે તમો દ્વારકા ગયા હશો તો ત્યા સમુદ્રના કિનારે સમુદ્રના પાણી ઉપર તરતી વિવિધ જાતની વનસ્પતિઓ જોઈ હશે ન જોઇ હોય તો હવે જ્યારે જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે જોજો આ સમુદ્રવનસ્પતિઓનો અભ્યાસ મને સુદ્દલેય નથી પરતુ આ અભ્યાસ રમણીય છે ખૂબ જ રસિક છે એમ હુ આપને કહી શકુ છુ સારગેસસ નામની સમુદ્ર વનસ્પતિના એટના મોટા જાળા બધાય છે કે તેનુ મૂળ હાથમા આવવુ મુશ્કેલ થઈ પડે છે આ વનસ્પતિને લીધે તો એ સમુદ્રનું નામ પણ સારગસ્સો સરોવર રાખવામા આવ્યુ છે લેમિનેરીઆ નામની વનસ્પતિમાથી તો ચપ્પુના હાથા પણ બનાવ

લાભ મળે ત્યારે વસુધૈવ કુટુમ્બકમ્ એવી વિશાળ ભાવનાનો આશ્રય લઇ પોતાના પ્રમાદનો બચાવ કરવો અને ભવિષ્યમાં હાનિ પ્રત્યક્ષ દેખાય ત્યારે ભાવિ પ્રજા આ પ્રમાદી પૂર્વજોને ગાળો દીએ એવી સ્થિતિ થવા દેવી ગુજરાતીઓ પોતાની જે વ્યવહારૂ બુદ્ધિનો ગર્વ કરે છે તે બુદ્ધિને આ પ્રમાદ શોભતો નથી

આટલો બધો ભારે આક્ષેપ શા માટે કરવો પડે છે ! આ વર્ષે સરકારના આયુર્વેદ માટેના દાનનો મોટો—લગભગ બધો ભાગ મહારાષ્ટ્રીય સંસ્થાઓને મળ્યો તેમાં શું ખોટું થઇ ગયું ? એવો પણ કદાચ પ્રશ્ન કોઇને થાય તો આયુર્વેદના ભવિષ્યનો નીચેની બાબતોને ધ્યાનમાં રાખી વિચાર કરવાથી મારો આક્ષેપ ભારે નહિ પણ હળવો લાગશે

મુંબઇ સરકારે રજીસ્ટ્રેશનનો મુસદ્દો પસાર કર્યો છે એ [illegible] જાણવા જેવી હકીકત છે એ મુસદ્દા પ્રમાણે દશ વર્ષથી વૈદક કરતા હાલના વૈદ્યોને તો ધંધો કરવાની છૂટ રહેશે પણ હવેથી સરકારે માન્ય કરેલી સંસ્થાઓની પરીક્ષા આપી પાસ થનારા વૈદ્યોને જ વૈદક ધંધો કરવાની પરવાનગી મળશે પણ ગુજરાત—બ્રિટિશ ગુજરાતમાં એક ન[illegible]ની સંસ્થાને માન્ય કરતા આયુર્વેદનું શિક્ષણ આપનારી કોઇ શાળા જ નથી પછી ગુજરાતીઓ ક્યા પ્રકારે માન્ય આયુર્વેદ શીખશે ? મહારાષ્ટ્રની દૂર પડેલી સંસ્થાઓમાં ગુજરાતીઓ શીખવા જશે ? કોઇક અપવાદરૂપ ગુજરાતી ભલે ! અને [illegible] પાટણના આયુર્વેદ મહાવિદ્યાલયમાં પાસ થયેલા વૈદ્યને સરકાર [illegible] રાખે જો કે એમ થશે જ એવી ખબર નથી તો પણ આ રીતે ગુજરાતમાં નવા વૈદ્યો ઘણા થોડા ઉત્પન્ન થશે એ દેખીતું છે પરિણામે હાલના શકે વધારે [illegible] વૈદ્યો [illegible] જૂના વૈદ્યો અદૃશ્ય થયા પછી ગુજરાતમાં વૈદ્ય સમાજની સ્થિતિ કેવી હશે તેનું ચિત્ર કલ્પનાથી દોરતા એમ લાગે છે કે સરકાર તો શહેરોમાં પણ [illegible] આપીને દક્ષિણી વૈદ્યો અને હકીમોને મોકલવાની છે વૈદ્યો તો શહેરો અને ગામડાઓમાં પણ ભવિષ્યમાં હશે પણ ગુજરાતના શહેરોમાં અને ગામડાઓમાં સુદ્ધાં ભવિષ્યમાં મોટે ભાગે દક્ષિણી વૈદ્યો દેખાશે કદાચ કોઇ ગુજરાતી વૈદ્ય પોતે દક્ષિણી નથી એમ ન જણાય માટે એવો દેખાવા પ્રયત્ન કરતો [illegible] આવો ખરો !

આવું ભવિષ્ય ઇષ્ટ ન હોય તો ગુજરાતના વૈદ્ય સમાજે બેસી ન રહેતા કાંઇક પ્રયત્ન કરવો જોઇએ મહારાષ્ટ્રીઓ સરકારની મદદ લઇ ગયા તે [illegible] સરકારને વહાલા હોવાથી નહિ પણ મદદને પાત્ર નીવડીને પોતાના પ્રયત્નથી જનતાની સહાનુભૂતિ મેળવી આવી સારી સંસ્થાઓ વર્ષોથી ચલાવે છે માટે લઇ ગયા છે વધારામાં જૂની અને સાધન સામગ્રીવાળી સંસ્થાઓને મળી છે એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે

ગુજરાતીઓ વ્યવહાર કુશળ અને નાણામાં કુશીઆર છે પણ તેઓમાં વિદ્યાપ્રેમ અને સંઘબળથી કામ કરવાની ટેવ નથી તે આપણા ગુજરાતની ખામી આજની નથી જૂની છે એ ખામીએ આજ દિવસ સુધી ઘણું નુકશાન કર્યું છે આમ વાદ કરતા પૂનામાં વિદ્યા વિષયક સંસ્થાઓ વર્ષોથી ઘણી વધારે [illegible] આપણે [illegible] કરીએ છીએ પણ આ પ્રશ્ન તો આયુર્વેદના ભાવિ જીવનમરણનો છે એટલે [illegible] સુરત અને ભરૂચના વૈદ્યો જાગૃત થઇ જનતાને જાગૃત કરે અને એ બંને મોટા શહેરોમાં આયુર્વેદ વિદ્યાલયો સ્થાપશે એવી આશા રાખીએ સુરત-ભરૂચ ઉતાવળથી કાંઇ ન કરી શકે તો ધીમે ધીમે

કરે પણ એમ ત્યા તો વિદ્યાલય સ્થાપવાનો ઘણી વાર વિચાર થયો છે એક શરૂઆત પણ એક બે વખત મળી હલ્લે ઉલ્લે જુદી જુદી કમોના નામો પણ પડેલા પણ પાછુ શુ થયુ એ જાણવામા નથી

એ જૂની યોજનાને જ ફરી સજીવ કરી કે નવી જ યોજના ઉપાડી અમદાવાદના વદ્યો આ જ વર્ષમા વિદ્યાલયનો પાયો નાખશે એવી આશા રાખવામા કાંઈ વધારે પડતુ નથી અમદાવાદ મહારાષ્ટ્રના કોઈ પણ શહેર કરતા મોટુ અને સમૃદ્ધિમા તો મહારાષ્ટ્રના એ ત્યા મોટા શહેરોના સરવાળાને ય ટપી જાય એવુ સમૃદ્ધ છે અમ ત્યા મા વૈદ્યોની સખ્યા નાની નથી મનભેદ ભૂલીને તથા સાથે મળીને પ્રયત્ન કરે તો એક વિદ્યાલય ઉભુ કરવુ એમા શી મોટી વાત છે? હાલના વદ્યો ને વાંધો નથી પણ ભવિષ્યનો વિચાર કરી કમર કસવાની જરૂર છે ધ ન તરિ ભગવાન ગુજરાતી વદ્યો ને જાગૃત કરી ઉત્થાનમા વરો

---

# આયુર્વેદ સબંધી નવા સમાચાર

૨૮ મા નિ ભા વૈદ્ય સમેલન માટે જોધપુરનુ આમ ત્રણ મુબઈમા સ્વીકારવામા આ યુ હતુ હવે જોધપુરમા સમેલન ભ વા માટે તૈયારીઓ શરૂ થઈ ગઈ છે સ્વાગત સમિતિ સ્થપાઈ ગઈ છે કાર્યકારિણી સમિતિની યોજના પણ થઇ ગઇ છે અને નિયમાવલિ છપાય છે

સ્વા સમિતિએ નીચેના વિષયો ઉપર નિબ ધો માગ્યા છે

૧ માનસિક રોગ
૨ દ્રવ્ય પરીક્ષા
૩ વૃક્ક સ્વરૂપ તથા તદ્રોગવર્ણન
૪ ગર્ભ નિરોધ

પ્રદર્શનમા માલ મુકવા ઇચ્છનાર તથા નિ ધ લખવા ઇચ્છનારઓએ નીચેને સિરનામે પત્ર લખી નિયમાવલિ મગાવી લેવી

| | |
|---|---|
| સ્વાગત સમિતિ કાર્યાલય<br>શ્રીચાણો ગુરા માર્કેટની હવેલી<br>જોધપુર | વૈદ્ય ખૂમચદ શર્મા<br>પ્રધાનમ ત્રી |

# કોંગ્રેસ નગરમા આયુર્વેદીય રૂગ્ણાલય

ત્રિપુરી કોંગ્રેસની મેડિકલ રીલીફ કમિટીના અધ્યક્ષ શ્રી રામચ દ્ર મોકલેલા છાપેલા પત્રિકામા કોંગ્રેસ નગરમા આયુર્વેદીય રૂગ્ણાલય વિષે નીચે પ્રમાણે હકીકત લખી છે —

ત્રિપુરી કોંગ્રેસની બેઠક વખતે કોંગ્રેસ નગરમા આયુર્વેદીય ચિકિત્સાલય તથા રૂગ્ણાલય ની વ્યવસ્થા કરવામા આવી હતી પરતુ રુગ્ણાલય એક ઠેકાણે હતુ કે જ્યા થી

સાથેન છે ભૌતિક અંશ ( Physical aspect )માં તો આ મત બહુ જ સ્પષ્ટ છે જ્યોતિષ અને ગણિતમાં તો આથી યે અધિક તર્ક મત હોવા સંભવ છે પણ આ ભિન્ન વિદ્યાઓના અધ્યયનનો ઉપયોગ અહીં અનાવશ્ય છે સંસારની ઉત્પત્તિનું આથી પર સ્વયંઅપર ભૌતિક કારણ ( Ultimate Physical Factor) પ્રકૃતિ છે અને તેનું વર્ણન સુશ્રુતમાં નીચે મુજબ છે—

સર્વભૂતાનાં કારણં, અકારણં, સત્ત્વરજસ્તમોલક્ષણં, અખિલસ્ય જગતઃ સંભવહેતુ । અવ્યક્તં નામ ।

અર્થાત્ તે પ્રાણિમાત્રનું કારણ છે [illegible] તેનું કારણ નથી ( કારણ કે તે વિશ્વનો અંતિમ ભાગ છે ) સત્ત્વ રજ અને તમ આ ત્રણે ગુણોથી તે યુક્ત છે અખિલ વિશ્વની ઉત્પત્તિ તેનાથી જ થાય છે પરંતુ તે અવ્યક્ત છે

આ અપરભાવ પ્રકૃતિ અનાદિ છે કારણ કે અવ્યક્ત પ્રકૃતિનો આરંભ બુદ્ધિગ્રાહ્ય નથી તેમ તેનો નાશ પણ થઈ શકતો નથી માટે અનંત છે અનંતના આ અર્થ ઉપરાંત તે અસીમિત ( limitless ) છે એવું પણ તેમાં તાત્પર્ય છે તે અલિંગ છે એટલે આકાર રહિત છે અને ઇંદ્રિયગ્રાહ્ય નથી તે નિત્ય છે કારણ કે તેનો નાશ થઈ શકતો નથી તેનાથી પર કાંઈ નથી માટે તે અપર છે તે સર્વ સ્થળમાં વ્યાપ્ત છે માટે સર્વગત છે

ઉપર આપણે કહી ગયા કે પ્રકૃતિ ત્રિગુણાત્મક છે તેના સત્ત્વ રજ અને તમ એ ત્રણે ગુણો જ્યારે સામ્યાવસ્થામાં રહે એટલે સમ ન રહીને કોઈ બીજાનો એવી રીતે અભિભાવ કરે કે કોઈનો પણ પ્રાદુર્ભાવ ન થઈ શકે તો પ્રકૃતિ અવ્યક્તાવસ્થામાં રહે છે અર્થાત્ આવિર્ભૂત જગતનો અભાવ રહે છે પરંતુ જ્યારે આ ગુણોમાં સંક્ષોભ× થાય છે અને ન્યૂનાધિક ભાવ આવે છે આ ગુણોના ભિન્ન ન્યૂનાધિક સંયોગથી એમ ભાવ નષ્ટ થાય છે અને વૈષમ્ય ઉત્પન્ન થાય છે ત્યારે સંસાર સર્જાય છે આને પ્રકૃતિની વ્યક્ત અને સક્રિય અવસ્થા કહે છે †

પ્રકૃતિની સામ્યાવસ્થામાં કોઈ ગુણને કાંઈપણ કરવાનું હોતું નથી કારણ કે તેઓ સર્વથા અભિભૂત અને નિષ્ક્રિય પડ્યા રહે છે પરન્તુ વિષમાવસ્થામાં તેઓ પોતપોતાની શક્તિ પ્રકટ કરે છે આ વિષમાવસ્થામાં પણ કોઈ ગુણ સ્વતંત્ર રૂપમાં રહી શકતો નથી વસ્તુમાં એકત્ર થાય છતાં સત્ત્વગુણ પ્રકાશરૂપ ( Essence or Intelligencestuff ) રજ ક્રિયા ( Energy ) રૂપ અને તમ સ્થિતિ ( Inertia ) રૂપ વ્યક્ત થાય છે ( કાર્યોત્પાદ[illegible]ભાવન તત્પાદિતેઽપિ [illegible] પ્રકાશગુણ સત્ત્વસ્યૈવ ક્રિયાગુણ રજસ એવ સ્થિતિગુણ

---

* સત્ત્વરજસ્તમસાં સામ્યાવસ્થા પ્રકૃતિ ( પ્રવચન સૂત્ર ૬૧ અ ૧ ) સામ્યાવસ્થા અન્યૂનાતિરિક્તાવસ્થા અન્યૂનાધિકભાવો અસંહતાવસ્થા અકાર્યાવસ્થા ઇતિ નિષ્કર્ષ ॥— વિજ્ઞાનભિક્ષુ—પ્રવચનભાષ્ય ॥

× સંહતાઃ [illegible] ન્યૂનાધિકભાવેન અન્યોન્ય સંયોગ વિશેષ ॥
( સાં પ્રવચન—સૂ. ૬૬ અ ૧ )

† વ્યક્તં સક્રિયં પરિસ્પન્દવત્ સમુદય સમવાય । સચ ગુણાનાં ગુણપ્રધાન ભાવમન્તરેણ ન સમ્ભવતિ । ન ગુણપ્રધાનભાવો વૈષમ્યં વિના । ન ચ વૈષમ્યં ઉપમર્દોપમર્દક ભાવાદ્ ઋતે ॥ વાચસ્પતિ ॥

એમ બે રીતે જીવને સમ્પૂર્ણ જ માને છે તે માનસિક અને શારીરિક ક્રિયાઓને તથા અન્ય સ્થાય ગુણભૂત ક્રિયાઓને પણ ભિન્ન ભિન્ન ગણતો નથી આ પ્રમાણે ઉષ્માના ઉત્પાદ રૂપમા અથવા ઉત્પન્ન થયેલ ઉષ્માના રૂપમા અથવા ઉપવૃક્કાદિ પિત્ત પ્રધાન ગ્રન્થિઓના પૈત્તિકસ્રાવોના રૂપમા અથવા ક્રોધ કે શરીરતાપના રૂપમા ભિન્ન ભિન્ન હોવા છતા પણ વૈદ્યની બુદ્ધિમા તે એકજ સમુદાયરૂપમા રહે છે 'પિત્ત' શબ્દ કહેતાની સાથેજ તેની નજર આગળ પિત્તસબધી સર્વ દ્રવ્ય શક્તિ અને ક્રિયાઓ સમુદાયરૂપે ખડી થાય છે

જેવી રીતે મિન્કોસ્કી (Minkowsky)નો ચાતુર્પોમિતિક ક્રાન્ત સમવાય (Four dimentional space time Continuum) ભૌતિક શાસ્ત્રમા વધારે ઉપયોગી હોવાથી દુર્ગ્રાહ્ય હોવા છતા પણ પાશ્ચાત્યો સ્વીકારે છે તેજ પ્રમાણે ગોળ સાથે માનસિક શારીરિક અને ભૌતિક દ્રવ્યશક્તિ-ક્રિયાસમવાય (નિ ભા સિદ્ધાન્ત) અત્યત સરળ ત્રુટિરહિત અને ચિકિત્સામા પરમ ઉપયોગી હોવાથી આયુર્વેદ નિ ગમને મત પણ અત્યત અભીષ્ટ છે

આ શારીરિક અને માનસિક ઐક્યની ગાઢી પ્રતીતિ પાશ્ચાત્યોને પણ થઈ છે તે નીચેના વાક્યોથી થશે —

A stimulation of the adrenal gland produces all the pheno mene of anger and rage and Conversely the production of anger and rage by any method affects the secretions of the adrenal glands there is no reason to doubt that some if not all of the glands may have similar relation to emotion

ભાવાર્થ-ઉપવૃક્ક ગ્રન્થિ ઉત્તેજીત થવાથી મનુષ્યમા ક્રોધના સર્વ લક્ષણો ઉત્પન્ન થાય છે (ઉત્તેજીત થવાથી આ ગ્રન્થિઓમાથી એડ્રેનેલીન નામ દ્રવીભૂત પિત્તનો સ્રાવ છૂટે છે) અને જો કોઈ અન્ય માર્ગોથી ક્રોધની ઉત્પત્તિ થાય તો તેના ફલસ્વરૂપે ઉપવૃક્કગ્રન્થિઓ સ્રાવ છોડવાનો આરભ કરે છે આ પ્રકારે આપણા શરીરમાહેની સર્વ નહીં તો કેટલીક ગ્રન્થિઓ માનસિકભાવો સાથે અવશ્ય સબધ ધરાવતી હશે તે વાત નિસદેહ છે'

(Psychology of the Normal and Subnormal)

પ્રોફેસર ગૉડ ક્રોધ વિષે જે કહે છે તે સર્વ માનસિક વેગોને લાગુ પડે છે જેવી રીતે ક્રોધથી શરીરમા પૈત્તિકસ્રાવો પ્રસર છે તેવીજ રીતે પ્રસન્નતાથી કફના સપૂર્ણ સ્રાવો વૃદ્ધિ પામે છે આ સ્થાય કેવળ સ્રાવો સુધીજ પરિમિત છે એમ નથી દોષોની સર્વ ક્રિયાઓ માનસિક અવસ્થાથી પ્રભાવિત થાય છે અને સર્વ માનસિક ભાવો પર દોષોનો પ્રભાવ પડે છે

આ પ્રમાણે પુત્ર મૃત્યુથી શોક દ્વારા વાયુની વૃદ્ધિ થવી અને પિતાનું મૃત્યુ થવુ ધાય (જે કફનુ સૂક્ષ્મ સ્વરૂપ છે) દ્વારા ક્ષયવૃદ્ધિ પામે અને શોકજન્ય વાયુનું પ્રશમન થાય અને તેથી પિતાના પ્રાણનું રક્ષણ થવુ અચાનક બહુ ધન મળી જવાથી કોઈ ગરીબનુ ગાડુ થઈ જવુ તથા આ રીતે થયેલા અતિહર્ષથી થયેલ વેગમા કફજે મા ના લક્ષણોનું મિશ્ર થવુ તેમા નામ નથી વાતવૃદ્ધિ કરીને તેના સૂક્ષ્મવિકૃત કફને ક્ષીણ કરીને તેનો ઉન્માદ શાન્ત થાય છે પરન્તુ ધનચોરી થવાથી થયેલા ઉન્માદમા અવ્યવસ્થિત ચિત્તતા નિદ્રાનાશ કૃશતા રૂક્ષતા રૂક્ષના વિગેરે વાતપ્રધાન લક્ષણો દેખાય છે ત્યારે ધન અથવા પુત્ર ધનપ્રાપ્તિજન્ય

# સમાલોચના

**જતુશાસ્ત્રપ્રવેશિકા**—લેખક ડૉ બાલકૃષ્ણ અમરજી પાઠક પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી અમદાવાદ ૧૯ ૮ કિંમત એ રૂપિયો

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી સામાજીક સુધારાના એક આવશ્ય અગ તરીકે સામાન્ય લોકોમા વજ્ઞાનિક વિષયોના પ્રચારના ઉદ્દેશથી જુદા જુદા વૈજ્ઞાનિક વિષયોની પ્રવેશિકાઓ જેવા પુસ્તકો આજ સુધીમા પ્રકાશિત થયા છે તેમા આ જતુશાસ્ત્ર પ્રવેશિકાનુ સ્થાન ઘણુ ઉંચુ છે આ પુસ્તકના લેખક સા ડૉક્ટર છે અને આ વિષયના જ્ઞાતા તો છે પણ વિશેષમા તેઓને આયુર્વેદિક સાહિત્યનો સારો પરિચય છે અને ગુજરાતી ભાષા ઉપર કોઈતુ પ્રભુત્વ છે એટલે આ પુસ્તક શાસ્ત્રીય નિરસ હોવા છતા સુવાચ્ય છે લેખક પ્રસ્તાવનામા કહે છે તેમ આ પુસ્તક પાઠ્યપુસ્તક ન હોવા છતા નવા આયુર્વેદ વિદ્યાલયોના વિદ્યાર્થીઓ માટે પ્રવેશિકા તરીકે જરૂર ઉપયોગી છે બાળકો પૃથગ્જનો માટે પણ આરોગ્ય શાસ્ત્રના અગ તરીકે જતુશાસ્ત્ર વિષે આ પુસ્તકમા આપી છે તેટલી માહીતી હિતકર ગણાય

આ પુસ્તકના કાચા પૂઠા ઉપર તેના વિષયનુ ખાસ સૂચક વિવિધરૂપ રોગોત્પાદક જતુઓના મૂળ દર્શાવતુ ચિત્ર છે જેમા મચ્છર માખી ઉંદર ચાંચડ વગેરેને જોઈ તરત મેલેરીઆ, પ્લેગ વગેરે યાદ આવે છે

આ પ્રવેશિકામા જે ટુકો પ્રવેશક છે તેમા લેખકે આયુર્વેદ ગ્રથોમા આ વિષયને લગતા જે ઉલ્લેખો મળી આવે છે તેમાથી કેટલાકની નોધ નીચે પ્રમાણે કરી છે—

ચરકસહિતામા આખા દેશમા ફેલાઈને એનો નાશ કરતા રોગોનો એક અધ્યાય છે એ પરથી જણાય છે કે એ જમાનામા પણ એટલે કે ઈસ્વીસનની શરૂઆત પહેલા પણ આ દેશમા વ્યાપી રોગો ફાટી નીકળતા અને જુદી જુદી પ્રકૃતિના નાના મોટા—સબળ તેમજ દુર્બળ ડાહ્યા કે ગાડા મનુષ્યોનો ઘાણ કાઢી નાખી દેશને ઉજ્જડ બનાવતા એટલુ જ નહિ પણ વધારે રોગો આવતા પહેલા કરતા કેટલાએ તો અમુક વરસને આતરે અને એના એજ સ્વરૂપમા ફાટી નીકળતા ત્યારે કેટલાએક અવારનવાર આવતા અને જતા એ ફાટી નીકળવાના હોય ત્યારે દેશમા હવા પાણી બગડી જતા ઋતુઓમા ફેરફારો થતા પવનની ગતિ બદલાતી એના ભયકર તોફાનો થતા ધરતી કપ થતો જમીન સુકાઈ જતી દુકાળ જેવી પરિસ્થિતિ થઈ જતી પાણીનો રગ વર્ણ અને ગધ બદલાતો ઋતુઓ અનિયમિત કે વિપરીત ગુણવાળી બની જતી શિયાળામા ઉનાળો અને ઉનાળામા શિયાળો અકાળે વર્ષાના દર્શન પણ થતા મચ્છર ઉદર માખીઓ શિયાળ અને ગીધ વગેરેની સખ્યા વધી જતી

આ બનાવો તો આજે પણ બને છે પરતુ મનુષ્યજાતિ ગભરાયા સિવાય એમનો સામનો કરે છે પ્રાચીન લેખકોએ આ બધા પ્રકૃતિના બનાવોનુ કારણ અધર્મ ગણ્યો છે એનુ કારણ અત્યારે કુદરત મનાય છે પણ તે પણ એ પણ ગૂઢ છે

એમને (આયુર્વેદના આચાર્યોને) જરા વધારે અનુભવ થયો અને તેઓ જોઈ શક્યા કે કેટલાક રોગો સસર્ગથી લાગુ પડતા અને એવા સક્રામક કે ચેપી રોગોની નોધ પણ તેમણે મૂકી છે જુઓ—

(જુઓ આ પુસ્તક પૃ. ૨૫૪-૫૬) મતલબ કે આયુર્વેદાચાર્યો અદ્યતન વૈદકની સરતુત વિષયમાં સાઠ વર્ષ પાછળ હતા. કોઈક દાખલામાં એંશી વર્ષ પાછળ પણ કહી શકાય.

આગળ ચાલતા તેઓ લખે છે કે "જલત્રાસ કે હડકવાના ચિહ્નોનું વર્ણન તો દશ છે અને એજ પ્રમાણે ઝેરી ઉંદરના ડંખ થી આવતો તાવ પણ વર્ણવાયો છે. આ બન્નેના કારણો તથા ઉપાય અત્યારે આપણે વધારે સારી રીતે જાણીએ છીએ. એજ પ્રમાણે આક્ષેપ કે ધનુર્ ( Tetanus ) તથા પગના અંગુઠા પાસે ઠેસ થતા એ વાગુ પડવાનો સંભવ. વિસર્પ ( Erysepelas ) પ્રતિશ્યાય-સળેખમ વગેરે ૫ણ સૂચક નોંધો મળે છે. ઉપદંશ ( soft sore )નું વર્ણન આપતા સંભોગજન્ય ચેપી રોગોનો ઇસારો મળે છે."

અત્યારે જંતુજન્ય મનાતા રોગોમાંથી કેટલાની પ્રાચીન આયુર્વેદાચાર્યોને ખબર હતી એની સંપૂર્ણ નોંધ આપવાનો લેખકનો ઇરાદો નથી. એ પુસ્તકની પ્રસ્તાવનામાં એવો વિસ્તાર ઉચિત પણ ન ગણાય. એટલે નમુના તરીકે ઉપર થોડા રોગો ગણાવ્યા છે. અને પછી આ પુસ્તકના વિષયને નિકટ સંબંધ વાળો પ્રશ્ન - પ્રાચીન હિંદુઓ જંતુઓ મારફતે ક્યાં જાણતા કે કેમ - તેની થોડી ચર્ચા કરી છે.

ડૉ. પાઠક કહે છે કે "કેટલાક વ્યાધિઓનો ખુલાસો જેટલેથી થતો નહિ એટલે એમણે જંતુઓ તરફ ખ્યાલ - કારણ કે નિમિત્ત કારણ તરીકે - દ્રષ્ટિ દોડાવી એવા જંતુઓને તેમણે કૃમિ એવું ટુંકું નામ આપ્યું. એમની વીસ મુખ્ય જાતિઓ છે. ચરક સંહિતામાં પુરીષજ, શ્લેષ્મજ, મલજ તથા શોણિતજ એવા ચાર સમૂહ વાચક નામો ( group names ) આપ્યા છે. આમાંના પહેલા બે વર્ગના કૃમિઓને આપણે આંતરડાના કરમિયા તરીકે ઓળખીએ છીએ. અને તેઓ આધુનિક જંતુશાસ્ત્રના પ્રમાણની બહાર છે. તેઓ નજરે દેખાય છે અને તેમનો આમ[illegible] ધ્યાન રોગ વગેરે પ્રાચીનોએ પણ બરાબર વર્ણવ્યું છે. પરંતુ શોણિતજ કૃમિઓને તો તેમણે પણ અદ્રશ્ય ગણ્યા છે. તેમને રક્તવાહિનીમાં ફરતા, પગ વિનાના, ગોળ અને તામ્ર રંગના કહ્યા છે. તેમ જ તેઓ કુષ્ઠ વિસર્પ વિ. ધિ તથા ચામડી પરની જુદાજુદા પ્રકારની પિટિકાઓ વગેરે ઉપદ્રવો માટે જવાબદાર છે એમ કહ્યું છે. એટલે કે શોણિતજ કૃમિઓ અથવા લોહીમાં માલુમ પડતા કેટલાએક ગોળ જંતુઓ વિષે તેમણે સફળ અનુમાન દોરલું. અદ્રશ્ય કૃમિઓ હોવાનો સંભવ તો છેક અથર્વવેદના વખતથી સ્વીકારાયેલો."

મતલબ કે અદ્રશ્ય જંતુઓ હોવાની તથા કુષ્ઠ જેવા રોગો તેથી થતા હોવાની આયુર્વેદાચાર્યોની અટકળ હોવા છતાં આ જમાનામાં રોગના કારણ તરીકે એ જંતુઓ ઉપર જે ભાર મુકવામાં આવ્યો છે તે આયુર્વેદાચાર્યોએ મુક્યો નહોતો. અને એનો પુરાવો જોવો હોય તો કુષ્ઠરોગ કૃમિથી થતો હોવાનું વર્ણન કર્યા છતાં કુષ્ઠાદિરોગના વર્ણનના અધ્યાયોમાં તે તે રોગના કારણ તરીકે કૃમિને ગણ્યા નથી. એ હકીકત તરફ ડૉ. પાઠકે પ્રસ્તાવનામાં ધ્યાન ખેંચ્યું જ છે.

---

જુઓ આયુર્વેદવિજ્ઞાન પુ-૧૧ પૃ-૩૩૭ માં ઉનાગ તથા તેનું નિરગણ
( [illegible] )

એ અતિ પ્રાચીન કાળમાં દાચ ઋગ્વેદના જૂનામાં જૂના મંત્રોના રચના કાળે આર્યોમાં વૈદ્યક જ્ઞાન નહિ જેવું જ હશે.

વૈદ્યનો સમય—

આજના ઇતિહાસ સંબંધી છેલ્લી શોધખોળોથી એમ જણાય છે કે એ અતિ જૂના કાળમાં આર્યો લડવામાં કુશળ હતા. તેઓની ભાષા અનાર્યોની ભાષા કરતાં ઘણી આગળ વધેલી હતી પણ ઘણી બાબતોમાં દા. ત. શહેરો બાંધવા વગેરેમાં અનાર્યોની સંસ્કૃતિ ચડીઆતી હતી.

ઋગ્વેદમાં મળી આવતા દાસના શહેરોના ઉલ્લેખોનો તેમજ મોહેંજો ડેરોના ખંડેરની હકીકતનો પુરાવો ઉપરના વિધાનને સિદ્ધ કરે છે.

અહીં જે વસ્તુ છે તે વૈદ્યક બાબતમાં પણ અનાર્યો આર્યો કરતાં વધારે કુશળ હશે અને ધીમે ધીમે આર્યોને દાનાઓના મદદના વખતે અનાર્યોનો આશ્રય લેવો પડતો હશે.

આર્યો અને અનાર્યોનો સંબંધ વખત જતાં ગાઢ થતાં ધીમે ધીમે અનેક અનાર્ય વસ્તુઓનો આર્યોએ સ્વીકાર કર્યો છે. દા. ત. ધાર્મિક બાબતમાં લિંગપૂજાનો દાખલો ઘણો સૂચક છે[1].

હું વૈદ્યકને લિંગપૂજા જેવો દાખલો ગણું છું. અલબત્ત બીજા પુરાવિદોએ આ બાબત નોંધી નથી.

આ દેશનો જૂનામાં જૂનો વૈદ્ય આર્યેતર જાતિનો. સિંધુ સંસ્કૃતિવાળી પ્રજાનો કે વેદમાં જેને દાસ કહ્યા છે તે જાતિનો પણ આર્યેતર હતો એમ માનીએ તો અશ્વિદેવો સંબંધી ઉપર કહેલી દંતકથાનો ઉકેલ આપણને મળી આવે છે. અશ્વિદેવોને બીજા દેવો કરતાં હલકા ગણવાનો પહેલો ઉલ્લેખ તૈત્તિરીયસંહિતા (૬-૪-૯-૩) મૈ. સં. (૪-૬૨) શતપથ બ્રાહ્મણ (૪-૧-૫-૧૪) વગેરે બ્રાહ્મણકાલીન સાહિત્યમાં મળે છે અને તેમાં વૈદ્યકધંધા (ભેષજ) સાથે સંબંધ હોવાને લીધે મનુષ્યોના સમાગમમાં આ દેવોને વધારે આવવું પડે છે માટે તેઓ ઉતરતા-યજ્ઞના ભાગ માટે લાયક નહિ એમ કહ્યું છે.

હવે આ કથાનો ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરીએ. દેવ સંબંધી કલ્પનાઓ માણસો પોતા ઉપરથી કરે છે. યથાદેહે તથા દેવ. તેથી કેટલી ધાર્મિક માન્યતાઓના મૂળમાં આ વગર છૂટકો નથી કારણકે એ સિવાય બીજો બુદ્ધિમાં ઉતરે એવો ખુલાસો દેખાતો નથી અને એ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો આર્યોમાંથી જેઓ વૈદ્યધંધો કરવા ઇચ્છતા હતા તેઓને એ ધંધાના રહસ્યો શીખવા અનાર્યલોકોના પરિચયમાં આવવું પડતું હશે અને જેની પાસે શીખવા જવું પડે તેમાંના કોઈની માંદગીમાં તેની સારવાર પણ શીખનારે કરવી જ પડે. ખાસ કરીને અથર્વવેદ પછીના બ્રાહ્મણકાળમાં જ્યારે અનાર્યો તરફની તિરસ્કારવૃત્તિ કેળવાવા લાગી ત્યારે અશ્વિદેવોને યજ્ઞમાં ભાગ ન આપવાની દંતકથા પ્રચારમાં આવી હશે એમ જણાય છે.

(અપૂર્ણ)

---

૧ જુઓ મારો શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ ૧૯૩૬ પૃ. ૩૫

કે નગીકિનારે તો આકડા પણ થાય છે અને રસ્તીના પટમા પણ અસંખ્ય આકડા ઊગેલા મેં અનેં ઠેકાણે જોયા છે પરંતુ પ્રસ્તુત વર્ણનમા આકડાનું વર્ણન નથી જ એમ આખો શ્લોકનો ધ્વનિ કહે છે

તેથી જરા આગળ ચાલીએ

गत्युत्कम्पादलकपतितैर्यत्र मन्दारपुष्पै

અને તેનીજ સાથેસાથે રઘુવંશના છઠ્ઠા સર્ગના ૨૩ મા શ્લોકને વાચવા જેવો છે

शय्याचिरं पाण्डुकपोललम्बान् मन्दारशून्यानलकांश्चकार ।

અહીં એનેજ પ્રશ્ન ઊઠે છે કે આકડાના ફૂલને તે સ્ત્રીઓ માથામા ઘાલવા ક્યાં જતે તેમાય ઇંદ્રાણીને તે વળી આકડાના ફૂલની સગની લાગે ને કવિકુલગુરુ તેના પર આફરીન થઈ જઈ ઉપરનુ વર્ણન કરે એ અમારી સુરુચિને ગોઠતુ જ નથી તેથી ઊલટુ કાળિદાસે અહીં વાપર્યું તે પાડરવાનાજ ફૂલનુ એમ ઘડીભર માનવાનું મન લલચાઈ જાય છે ખરો અને તે તો જેણે પાડરવાના ફૂલનો ગુચ્છ એક વખત પણ જોયો હશે તે અમારી કલ્પનામા જરૂર સાથ આપશે જ લાલ ફૂલો તથા તેની એક ઉપ-જાત (Variety) Erythrina albi ॥ શુભ્ર ફૂલો અતિ મનોહર હોય છે અને કોઈ પણ સ્ત્રીને તે લલચાવે એવા હોય છે અને તામ્રપુષ્પોની શોભાને લીધે તો તે ઝાડને હિંદનું વિદ્રુમદ્રુમ (Indian Coral Tree) કહેવામા આવે છે અને તે ફૂલો જરૂર માથામા નાખવા જેવા છે *

વળી મેઘદૂતમા યક્ષ મેઘને પોતાના ઘરની એંધાણી આપતા જે શ્લોક કહે છે તેમા બીજો એક પુરાવો તપાસીએ

यस्योपान्ते कृतकतनय कान्तया वर्धितो मे
हस्तप्राप्यस्तबकनमितो बालमन्दारवृक्ष ॥

યક્ષની સ્ત્રી આકને પુત્રવત ઉછેરે એટલી વિચિત્ર અભિરુચિવાળી નહીં હોય

ભગવાન શંકરના પેલા પચાક્ષર સ્તોત્રમા मन्दारपुष्पबहुपुष्पसुपूजिताय કહ્યું છે અહીં મંદારનો અર્થ પાડરવો કરવો કે નહિ તે વિવાદગ્રસ્ત વસ્તુ ગણી શકાય પણ એ સિદ્ધ છે કે આમા પણ આકડો હનુમાન સિવાય બીજા એક પણ દેવ કે દેવીને ચડતો ન હોઈ અત્રે તે અભિપ્રેત નથી એવુ અમારૂ માનવુ છે કોઈ કદાચ એમ દલીલ કરે કે હનુમાન પણ રુદ્રનોજ અવતાર છે તેથી અભિપ્રેત થઈ શકે તો પછી અમારે સામો પ્રશ્ન તૈયાર છે જ કે તો પછી મહાદેવને તેલ ને સિંદૂર ચડાવવામા શો વાંધો?

मन्दारद्रुमरत्ने या कोष्माण्डी निगता लता ।
मूर्द्धायामयमूर्ते तस्मिन् छिक फलन्ति सा सदा ॥

વળી શાર્ઙ્ગધર ઉપવનવિનોદમા એક ઠેકાણે મંદારનો ઉલ્લેખ કરે છે તે પ્રસ્તુત અર્થને માટે મંદરનો છે

* In Trinidad where it blazes against the blue sky with vermilion flowers it is called bois immortelle (Kingsley)

નહિ એથી કાંઈ લાભ નથી થવાનો મેગ, કાંઈ થયુ નહિ અને મળવો જેમ તેમ કરતા ગામે મોડે પહોચ્યો ત્યા પ્રયાગ પોરૂવાળા એ મારી રાહને ગતના દશ બજ્યાથી વાટ જોતા હતા ગતના મે બન્ને લોકોને જગાડીને પોરૂર માટે તુટી ફુટી ટેમ્પોઓ કરી જે રે રીતે વિસે કોઇ અડે નહિ એને ગતે લઇને અમે પોતાને ધ ય માનવા લાગ્યા એ રીતે સવારના ચાર બન્ને પોરૂર પહોચ્યા એટલે મે કનાક સુવાની જ ન મળી

બીજી માર્ચે સવારે આ ગ્રેશ ા મ્ત તેતા શ્રી નાગેશ્વરરાવ પન્તુલુનું ચિત્ર પોરૂર લાયબ્રેરીમા ખુ લ્રુ મુકવામા આ યુ પછી ાગમાપુ તકૂ લોડપ બીગુડમ વગેરે પશ્ચિમ ગોદાવરી જીનાના ગામોમા સભાઓ થઇ ગોમ ત્યળે એક ફેરો લેવા માટે ડો લક્ષ્મીપતિને હુ એક અતિ ર નકી ખ તુરની હોડીમા બેસીને સામે મડે ગયા અને હોડી ઊંધી વળતા બચી ગઇ ન્ય કાંટો નીચો ખરો ગત માર બન્ને બીમાર મ પરેશ્યા આ ડા લક્ષ્મીપતિન જ મસ્થાન છે

ત્રીજી માર્ચ । લક્ષ્મીપતિનો જ મ દિવસ છે માથનરમના વૈદ્યોએ—જનતાએ મોટા ઠાઠથી ઊત્સવ ઉજવ્યો ડા લક્ષ્મીપતિએ એક હ ન ર ગરીબોને ભોજન કરા યુ તેઓને જમાડવા માટે ભાતના જે મોટા ઢગલા કરવામા આવ્યા હતા તેના મે ફોટા લીધા બરફના પહાડના ચિત્ર જેવુ લાગે છે ગામના પબ્લી હોલમા ડ લક્ષ્મીપતિનું ચિત્ર ખુલ્લુ મુકયુ તે ચિત્રનો પડદો ખેસવતા મે જે ભાષણ આપ્યુ તે તેલગુમા હતુ મે એ ભાષ ! પહેલેથી દેવનાગરીમા લખી લીધુ હતુ અને એવી સ્પષ્ટતાથી વાચી ગયો કે મે જે ભાષણ વાચ્યુ તેનો એક અક્ષર પણ હું સમ રતો નથી એમ ભાગ્યેજ કોઇએ ધાર્યું હશે ત્યા । લક્ષ્મીપતિ માટે તથા આયુર્વેદ માટે જે પ્રેમ માગ જોવામા આ યો તેથી મને ઘણો હર્ષ થયો

ચોથી માર્ચે સવારમા અમે એલૂર પહે ચ્યા અહીંનું કાય એક દ્રષ્ટિથી મહત્ત્વનું છે અહીં અચાનક ડા—રા ર્ન સાથ પબ્લીકમા મારી કુસ્તી થઈ ગઇ

ચોથી માર્ચે સવારે માટનજે એલૂર મ્યુનિસિપાલિટી તરફથી માનપત્રનો કાયક્રમ હતો તેજ દિવસ ત્યા અમારો પ્રોગ્રામ પણ હતો હવે એલૂરના વદ્યો મ્યુનિસિપાલિટીના સભાસદોને મળ્યા અને તેઓને સમજાવ્યુ કે જો ડા રા ર્નની સાથેસાથ અમને પણ મ્યુનિસિપાલિટી તરફથી માનપત્ર નહિ આપવામા તો શહેરનો મત વદ્યોની વિરૂદ્ધ અને દાક્તરીના પક્ષમા છ એવો અર્થ થશે આ કોયડો બેજ રીતે છુટી શકે તો ડા રાજનને માનપત્ર આપવાનું મુલતવી રાખે અગર તો સાથે સાથે અમને પ ‌ઃ માનપત્ર આપી દીએ ત્રીજી માર્ચની રાતે મ્યુનિસિપાલિટીની સભા થઇ અને બહુ મતિથી ઠરાવ થયો કે । રાજન સાથેજ સવારના આઠ વા । અમને પણ માનપત્ર આપવુ તા ૪ થીએ સવારમા જ અમને પણ એ ખબર આપવામા આવ્યા

સવારમા અમે મ્યુનિસિપલ હોલમા પહોચ્યા અને ડા રાજન પછી આ યા ત્યા મિનિસ્ટર કરતા અમને સારી જગ્યા આપવામા આવી તેમજ આયુર્વેદ મ ડળી તોલમા આવી ત્યારે લોકોએ ઘણો ઉત્સાહ બતાવ્યો ડા રાજન આવ્યા ત્યારે પાચ છ માણસો જ ઉભા થયા બાકી બેસી રહ્યા ડા લક્ષ્મીપતિએ ડા રા ર્ન સાથે મારો પરિચય કરાવ્યો જ મે પહેલીવાર દર્શન કર્યા તેઓને પણ માનપત્ર આપવામા આવ્યા મ્યુનિસિપાલિટી અને રેટપેયરના માનપત્ર માટે તો કંઇ કહેવાનુ નથી પણ વદ્યોનો એક પક્ષ કે જે અમાર

સ્વાગત કરનાર પક્ષનો વિરોધી પક્ષ છે તે પણ એમ માનપત્ર લઇને ડા રાજનની સેવામા હાજર હતો એ પક્ષનો નેતા અમારા પક્ષના નેતાના સગા ભાઇ છે વદ્ય સમાજમા ભાઈ ભાઈમા જે પરસ્પર દ્વષ અને પક્ષાપક્ષી છે તેનુ જીવતુ જાગતુ ચિત્ર પણ જોવા મળ્યુ મેં અને ડા લક્ષ્મીપતિએ ઘણો યત્ન કર્યો પણ એ બે ભાઈને એકઠા ન કરી શકયા ઠીક

વૈદ્યોના માનપત્રના જવાબમા ડા રાજને જે ભાષણ આપ્યુ તેથી મે એને વિષે જે વાતો સાભળી હતી તેને પુષ્ટિ મળી એને એવો ખ્યાલ હશે કે એની પછી કોઇ બોલવાનું નથી એટલે મનમા આવ્યુ તેમ બોલ્યા પણ એ પછી મ્યુનિસિપાલિટીએ મને આપેલા માનપત્રના જવાબમા મને બોલવાની તક મળી એવી ડા રાજનને ખબર નહિ હોય ડા રાજને વૈદ્યોના માનપત્રના જવાબમા નીચેની વાતો કરી હતી

(૧) હુ (ડા રાજન) વદ્યકનો અનન્ય ભક્ત છુ મ આયુર્વેદનુ અધ્યયન એક યોગ્ય ગુરુના ચરણમા બેસીને પાચ વર્ષ સુધી કર્યું છે એટલે આયુર્વેદની ઉન્નતિ કરવામા હમેશા પ્રયત્નશીલ રહીશ

(૨) હજી આયુર્વેદ એને માટે કોલેજ સ્થાપવાનો કે એના સ્નાતકોને ઉચ્ચ અધિકાર આપવાને લાયક થયો નથી પણ થોડા વખતમા હુ એ વાતોનો ઉકેલ કરી નાખીશ

(૩) આયુર્વેદની ઉન્નતિ આડે એક ભારી મુશ્કેલી આર્થિક મુશ્કેલી છે પૈસા હોત તો ઘણુ હમણા થઇ શકત

પોતાનુ ભાષણ પૂરૂ કરીને ડા રાજન ચાલવા માડયા ત્યા મ્યુનિસિપલ કમીટીના ચેરમેને કહ્યુ કે વૈદ્યોને માનપત્ર આપવાનું થોડુ કાર્ય હજી બાકી છે ડા રાજન જવા ચાહત તો જઈ શકત તેઓને આ પ્રાન્તીય મેડીકલ કોન્ફરન્સ ઉઘાડવા માટે જવુ હતુ ત્યા મોડુ થઈ ગયુ હતુ પરન્તુ મારો જવાબ સાભળવા તેઓ બેઠા રહ્યા અને મેં સ્પષ્ટ સભળાવી દીધુ

(૧) મેં કહ્યુ કે જેને પોતાના ગુરૂ માટે એટલો ગર્વ હોય કે પ્રત્યેક ભાષણમા તેની વાત કરે છતા એનુ નામ લેતા એટલા શરમાય આખો વૈદ્યસમાજ પૂછે છતા એ ગુરૂનુ નામ ન બતાવે એવી વ્યક્તિને મારા જીવનમા પહેલી જોઈ

(૨) જો તમે આયુર્વેદને સહાયતા યોગ્ય નથી સમજતા તો પોતાને આયુર્વેદના ભક્ત કહીને વૈદ્ય સમાજને શા માટે ભ્રમમા નાખો છો?

(૩) રૂપિયા નથી રૂપિયા નથી એવી આપ બુમો પાડો છો છતા મદ્રાસમા બીજી મેડિકલ કોલેજ ઉઘાડો છો દાકતરી ઉપર ઘડાઘડ રૂપિયા ખરચો છો જ્યારે આયુર્વેદમાથી ઉલટી કમાણી કરવી છે જો આપ સાચા હો તો આપને હુ બે રસ્તા બતાવુ છુ એ બેમાથી એક સ્વીકારો અને તમારી સચ્ચાઈ સાબીત કરો

(અ) મદ્રાસમા એક સરકારી મેડીકલ કોલેજ પહેલાથી છે બીજી નવી ઉઘાડો છો પણ જૂની એક છે એટલે આ નવીની જરૂર નથી રૂપિયાના બચાવ માટે એ બીજી બધ કરો અને એને બદલે આયુર્વેદિક કોલેજ ઉઘાડો એ પછી તુલ્ય વ્યવહારનો સિંહનાદ કરો

ડા રાજન બોલી ઉઠયા એવુ હુ કદિ નહિ કરૂ

મેં કહ્યુ મને પહેલેથી એ ખબર હતી પણ જનતા આગળ એ વસ્તુ તમારી પાસે બોલાવવાની મારી ઇચ્છા હતી

(૩) બીજી માગ એ છે કે સરકારી સસ્થાઓ અને સરકારી નોકરીઓનો રોગ દૂર કરવામા આવે એમ્દમ આયુર્વેદિક અને દાક્તરી બધી જગ્યાઓ બધ કરવામા આવે અને બધાને પોતપોતાની યોગ્યતા અનુસાર ચરી ખાવાની છુટ આપવામા આવે હુ ચેલેન્જ કરીને કહુ છુ કે પચીસ વર્ષમા ભારતવર્ષમાથી દાક્તરો નાબુદ થઈ જશે અને દાક્તરી સસ્થાઓ તૂટી પડશે તમારા જેવા શુરુચિ તેઓ હોવા છતા જીવતા તો અમે આયુર્વેદિયો જ રહી શકીએ વગેરે

ડા રાજન અહીંથી ઉઠીને ચાલ્યા ગયા પણ ઉદ્ઘાટન ક્રિયા કરતા આ ધ્ર મેડીકલ કૉ ફ્રેન્સમા જણાવ્યુ કે આ રીતે અજ્ઞાની જનતાની સમક્ષ પારિભાષિક વિષયોની ચર્ચા કરવી એ સારૂ નથી હીક છે પણ ત્યાજ તો ન આસના દાક્તરોનો એ ગુરુ જોયો કે તેઓએ મને પણ દશ મિનિટ બોલવાનો અવકાશ આપ્યો

મારી પહેલા આ ધ્ર મેડીકલ કૉલેજ વીઝાગાપટ્ટમના પ્રીન્સીપાલ કુટુમ્બય્યા તેઓ કૉ ફ્રન્સના મત્રી હતા તેઓએ પોતાના ભાષણમા આયુર્વેદ ઉપર ઘણા આક્ષેપો કર્યા હતા મેં પણ મારા ભાષણમા એની ચર્ચા કરી અને દાક્તરોને આયુર્વેદનો અભ્યાસ કરવાની અપીલ કરી

મારા ભાષણને અ તે ડા કુટુમ્બય્યાએ કહ્યુ કે આયુર્વેદની બાબતમાં મારી દૃષ્ટિ તદ્દન બદલાઈ ગઈ છે અને શુદ્ધ આયુર્વેદને શ્રદ્ધાની દૃષ્ટિથી જોઇશ તમને કદાચ પત્રોથી કષ્ટ આપીશ

આ તો થયુ પણ કેટલાક દાક્તરો કહેવા લાગ્યા કે અમને પ્રશ્નો પૂછવાનો સમય મળવો જોઇએ મે સાજના ખાસ સમય આપ્યો અને અર્ધો કલાક સુધી તેઓના પ્રશ્નોના જવાબો આપ્યા કેટલાક ખુશી થયા કેટલાક નાખુશ કોઈ સંતુષ્ટ થઈને ગયા કોઈ અર્ધસંતુષ્ટ પણ કવિરાજ મુકરજી બાબાસાહેબ પરાજપે તથા વૈદ્યસમાજ ખૂબ ખુશી થયો મારી પહેલાં મારા ત્રણેય સાથીઓએ પણ કેટલોક પ્રકાશ નાખ્યો હતો

બપોરે એલ્લુરમા જીલ્લા વૈદ્યસંમેલન થયુ જેમા પાચસો કરતા વધારે વૈદ્યો હતા

પાંચમી માર્ચે પાછા બેઝવાડા ગયા ત્યા પાચ સ્થળે પાચ ભાષણ કર્યા જેમા વૈદ્ય સમાજ મ્યુનિસિપાલિટી લેડીઝક્લબ અને સ્કૂલના ખાસ હતાં લેડીઝ ક્લબના પ્રમુખ બેઝવાડાના લેડી દાક્તર અચમ્મા હતા તેઓએ અમારી પાર્ટીને પ્રીતિ ભોજન આપ્યુ તેજ સાજે કવિરાજ મુકરજી મદ્રાસ રવાના થયા અને બાબાસાહેબ પરાજપે પૂના ગયા

તા ૬ ઠ્ઠી અને ૭ મી એ મદ્રાસમા લંકા અને મલબારનો પ્રોગ્રામ કર્યો ૭ મીએ મદુરા કોલમ્બો વગેરે સ્થળોના તારો સ્વાગતની તૈયારી હોવાના ડા લક્ષ્મીપતિને મળ્યા ગયા પણ તે જ દિવસે મને તરત પાછા ફરવાનો લાહોરથી તાર મળ્યો મારા દવાખાના ચેરમેનની તબિયત સારી નહોતી વિદ્યાપીઠની પરીક્ષાઓની ખટપટ તો હતી જ મારે લાહોર જવાની ઘણી જરૂર હતી અને ૭ મીએ હુ પાછો ફર્યો અને ૧૧ મીએ લાહોર પહોચી ગયો આ મારી મદ્રાસ યાત્રા હતી જે ના તો મને બોલાવવા માટે તેઓએ આમાંથી શુ શીખવુ તે હવે કહીશ

---o---

~

# વનસ્પતિની યાત્રાએ

## (૧)

## મુંબઈથી મીરિયા

( લેખક—વૈદ્ય શિવશંકર પ્રા. શુક્લ )

ગઈ ચોથી માર્ચે અમે મુંબઈથી રત્નાગિરિ જવા માટે મેઇન્ટ એ થની નામની નાની આગબોટમાં બેઠા. હરિપુરા મહાસભાના પ્રદર્શનના વનસ્પતિ વિભાગના કામમાંથી પરવારી સહ્યાદ્રિ અને નીલગીરિની પર્વતમાળાઓમાં વનસ્પતિઓના દર્શન કરવાનો અમારો વિચાર હતો. કચ્છગાળા વનસ્પતિશાસ્ત્રી શ્રી ગોકળભાઈ અને હું એમ બે ત્રણ જણ હતા. સવારે નવ વાગે સ્ટીમરે ભાઉનો ધક્કો છોડ્યો. ધીરે ધીરે મુંબઈ દેખાતું બંધ થયું અને આગબોટની ડાબી બાજુએ આશરે બે ત્રણ માઈલને અંતરે અખંડ પર્વતમાળા ચાલવા લાગી અને જમણી બાજુએ અનંત મહાસાગર ઉછળતો દેખાવા લાગ્યો. પર્વતમાળા પશ્ચિમ ઘાટની જ હતી. જેમ તળાવ, સરોવર કે નદીને ઘાટ બાંધવામાં આવે છે તેવો આ ઈશ્વરનિર્મિત દરિયાનો ઘાટ છે એમ લાગ્યા વગર રહેતું નથી. દરિયાના પાણીમાં પણ વનસ્પતિ થાય છે અને તે જળજ વનસ્પતિઓના ખાસ નિષ્ણાત વનસ્પતિ શાસ્ત્રીઓ હોય છે. દરિયાઈ વનસ્પતિના એવા એક નિષ્ણાતને અમે આગલે દિવસે જ મળ્યા હતા. અમને એ વનસ્પતિઓ જોવાનું મન તો થતું પણ સ્ટીમર બન્ને બાજુએ અમાપ ફીણ ને મોજાં ઉડાડી રહી હતી.

સુંદર મધુર હવા અને શાંત વાતાવરણમાં અમે ઠીક ઠીક ઉંઘ માણી. ઊઠ્યા ત્યારે આગબોટે ત્રણેક પથ કાપી નાખ્યો હતો. સામો કિનારો સ્પષ્ટ દેખાતો હતો. ત્યાં નાળિયેરી સોપારી ને સરુનાં વૃક્ષો ઉગેલાં હતાં. દરિયા કિનારો એ તો નાળિયેરી ને સોપારીનું—આખા તાડવર્ગ (*Palmeal*)નું પિયર ગણાય. સરૂનાં ઝાડ તો રેતીને ઊડતી અટકાવવા માટે ખાસ વાવવામાં આવ્યાં હતાં. અમે એ દૃશ્ય નિહાળવા માટે સ્ટીમરને ડાબે પડખે જઈને ઉભા. થોડીવારમાં છેક પાણીને અડીને ઉભેલો એક ડુંગર દેખાયો. સમુદ્રમાં જલવિહાર કરવા પડેલા માતંગ જેવો તે દેખાતો હતો. એક બાજુએ આંગળી ચીંધતા એક ભાઈએ કહ્યું —

જુઓ પેલો મીરિયા પર્વત. ત્યાં ઘણી વનસ્પતિઓ ઊગે છે. લક્ષ્મણને યુદ્ધમાં શક્તિના ઘાથી મૂર્છા આવી ત્યારે હનુમાનજી આ જ ડુંગર પર દવા લેવા આવેલા.

આ વાત સાંભળી અમને ખૂબ જ આનંદ થયો અને જિજ્ઞાસા વધી. જાણે આ મીરિયા જ માટે ન લીધું હોય એમ મેં મુસાફરીમાં વાંચવા માટે વાલ્મીકિ રામાયણ લીધું હતું. ઉપરની વાત સાંભળી હું દોડ્યો અને મારી પેટીમાંથી રામાયણ કાઢી લાવ્યો. હવે તો મીરિયા જેમ પાસે આવતો હતો. અને એક નાની છલંગ મારીએ તો ઉપર જઈ શકાય એમ થતું હતું પણ પવનપુત્રના જેવી શક્તિ હોય ત્યારને? શક્તિના ઘાથી લક્ષ્મણને મૂર્છાવશ થયેલો જોઈ સુષેણ હનુમાનને બોલાવી કહે છે—

× હે સૌમ્ય તમે તુરત જ મહોદય પર્વત પર જાઓ અને વિશલ્યકરણી સવર્ણકરણી ને સંધાનીને નામે ઓળખાતી વનસ્પતિ એના જમણા શિખર પર ઊગી છે તે લઇ આવો

આ સાભળી હનુમાન એ ઔષધિવાળા પર્વત પર ગયા પરંતુ પોતે તો એને ઓળખતા નહોતા એટલે ચિંતામા પડ્યા

પછી તેઓ પર્વતનો આખો ટુકડો ઉપાડી ગયા અને તેમાથી ઔષધિ કાઢી સુષેણે લક્ષ્મણની મૂર્ચ્છા વાળી એ વાત તો સુવિદિત છે

આ વિશલ્યકરણીનો ઉલ્લેખ બાલનાટકમા આવે છે ( ઔષધિમિવ સિદ્ધાયા વિશલ્યકરણી યથા । ) આ ઉપરથી એમ લાગે છે કે રામાયણ કાળમા એ ઔષધિ ખૂબ પ્રસિદ્ધ ને ઉપયોગી ગણાતી હશે મે ગોકળદાસ કાકાને પૂછ્યુ કાકા આ વિશલ્યકરણી તે કઈ વનસ્પતિ ? તમે સંસ્કૃતનો જાણો ! એમણે ઉત્તર આપ્યો એથી તો એ વિશલ્યકરણી વિષે મારી જિજ્ઞાસા ઊલટી વધી સુષેણ કુશળ વૈદ્ય તો હશે જ પરંતુ કુશળ વનસ્પતિ શાસ્ત્રી પણ હશે નહિ તો અમુક ઔષધિ અમુક પર્વતના અમુક ખૂણામા થાય છે એટલુ ચોક્કસ જ્ઞાન એને ક્યાથી હોઇ શકે ? એ સમયમા ઔષધિ શોધવા તથા તેમનો અભ્યાસ કરવા માટે વૈદ્યો તથા અન્ય અભ્યાસીઓ જગલો અને પર્વતોમા પરિભ્રમણ કરતા હશે એ વાત આપણે જટાયુના શબ્દો પરથી જાણી શકીએ છીએ રામ ને લક્ષ્મણ સીતાની શોધ કરતા કરતા ઘવાઈને પડેલા જટાયુ પાસે આવે છે તે વખતે સીતા વિષેની માહિતી આપતા તે કહે છે[1] હે રામ જેને ઔષધિની પેઠે તમે વનમા શોધી રહ્યા છો તે સીતાદેવી તથા મારા પ્રાણ એ બન્ને રાવણ હરી ગયો છે

પણ રામાયણના એ વાતાવરણમાથી અમારે બહાર નીકળવુ પડ્યુ મીરિયા પસાર થઈ ગયો અને રત્નાગિરિ બંદર ને મકાનો દેખાયા

તા ૫ મી એ સવારે રત્નાગિરિનો દરિયા કિનારો જોવા નીકળ્યા રત્નાગિરિની હાફૂસ તો જગપ્રસિદ્ધ છે એ આબા ઠેર ઠેર ઊભા નજરે પડ્યા નાળિયેરી ને સોપારી તો હતા જ પણ નવા જોયા તે ઉંડી ને કૃપુસ— તે મૂળ તો પરદેશી છે પરન્તુ કોકણ તથા મલબાર કિનારે તેમજ કોકણ બાજુના ગામોમા હવે તે એટલા બધા થવા માડ્યા છે કે તે ત્યાંની નિવાસ છે રગ જમરૂખ જેવુ મોટુ ને પીળુ હોય છે જેમા વિટામિન સી બહુ મોટા પ્રમાણમા છે ગોવા બાજુ તેનો દારૂ બનાવે છે ઊંડીનુ સસ્કૃત નામ પુન્નાગ છે અને લેટિન નામ Calophyleum inophylewn છે આ ઊંડીના ફળ

---

× दक्षिण शिखरे जाता महौषधि—मिहानय । २

विशल्यकरणी नाम्ना सावर्ण्यकरणीं तथा ।

सजीवकरणीं वीर सधानीं च महौषधीम् ॥

इत्यवमुक्तो हनुमान्गत्वा चौषधि-पर्वतम् ।

चिन्तामभ्यगमच्छ्रीमानजानस्ता महौषधीः ॥ ३

१ यामोषधिमिवायुष्मन्नन्वेषसि यथा वने

सा देवी मम च प्राणा रावणेनोभय हृतम्

નેવરી કે જેને કનડમા કુસુમાનેષુ કહે છે ( સે Inora cocCinni ) તેના શન પણ આ દરિયા કિનારે હતા એના રાતા ફુલ એ ઋતુમા ખુબ ખીલી નીકળ્યા હતા હું તો છેક પાણી પાસે ગયો સમુદ્રશીણના ટુક ને પાણકદાની એક પોઝી બાધી ડાબી બાજુએ આગળ ચાલ્યા એટલે એક સુદર ભેખડ આવી ત્યા મીઠા પાણીનુ એક ઝરણુ ફુટ્યું હતું ખારા પાણીના અનન્ત રાશિ પાસે મીઠા પાણીનો ઝરો ફુટે તે જોઇ કોને આશ્ચર્ય થયા વગર રહે ? એ પાણીને એક કુડમા એકઠુ કરવામા આવતુ હતું એ બાજુ ખાખી ભાગ પ્રમાણમાં ઊગી હતી

સાંજે ત્રણ વાગે મીરિયા જવા નીકળ્યા જમ્યા પછી હું તો જરા ઊંઘી ગયો પણ ગોકળદાસ કાકા કલાક ચક્કર મારી આવ્યા હતા ને કેટલાક સુદર નમુનાઓ લેતા આવ્યા હતા એક હતો ઊમીનો નમુનો તેને ફૂલ પણ આવી ગયા હતા નયું ફૂલનું ઝૂમખુ હતું મેં તો એ ઊમી પહેલી જ વાર જોઈ તેનુ ઝાડવુ હોય છે અને તેની અનેક શાખાઓ વેલની માફક આસપાસ પથરાય છે તે અર્જુનાદિ વર્ગ ( N O Combretaceae )ની વનસ્પતિ છે સે ટોનાર્ઇન જેવો જ કૃમિઘ્ન ગુણ એમા છે અને એ ટોનાર્ઇનના પ્રતિનિધિ તરીકે તે પૂરેપૂરૂ કામ આપે છે આવી દિવ્યૌષધિ ત્યા વેડફાય રહી છે ! બીજો નમૂનો હતો કાગીપાડની વેલનો એ તો પાડાને નામે આયુર્વેદમા બહુ પ્રસિદ્ધ થઈ ચૂકેલી વનસ્પતિ છે પછી અમે આગળ ચાલ્યા ને દરિયાની ખાડી આવી ત્યા તવરિયા ( Abicinnia officinalis N O Verbenaceae ) તથા ધોળા તવરિયા ઊભેલા હતા તેમની રચના અને ૧૨ અદ્ભુત છે ભરતી ઓટને લીધે ખાડીમા થતા ગદવાડ ને દુર્ગંધને આ તવરિયા સાફ કરે છે અમે રત્નાગિરિથી તે ઠેક હોનાવર સુધી આ તવરિયાની અદ્ભુત લીલાના દર્શન કર્યા છે એના મૂળની રચના કેવડાના મૂળ જેવી હોય છે તેના માથા બિયાંની પોટીસ ગડગૂમડ ફોડવા વપરાય છે એટલું જ નહિ પરંતુ ચામડીના બીજા રોગો ઉપર પણ તેનો ઉપયોગ ફાયદાકારક નીવડે છે એમ મેં થોડા અનુભવ પરથી જોયુ છે એ બન્ને તવરિયામા સારા પ્રમાણમા ટેનિન રહેલ છે દારૂડી (Argemone mexicana)ના પાન જેવા પણ ફરક પાંદડાવાળા છાતી ભર ઊંચા તખૂડી ફૂલવાળા છોડથી ખાડીની ડાબી બાજુ ઢંકાઇ હતી આ છોડની રચના પણ અજાણી ભરેલી છે તેનું સ્થાનિક નામ અમને મળી શક્યુ નથી અને તેનો નમૂનો રસ્તામા બગડી ગયો એટલે મારાથી ચકાસી શકાયો નથી પરંતુ તેના પાન ફૂલને કાંટાની વિશિષ્ટતા એવી સુંદરતા ભરેલી ને આકર્ષક હતી કે તેનુ સ્મરણ અમારા અંતરમા જડાઇ ગયુ છે

ત્રણ માઇલ ચાલ્યા પછી છેવટે મીરિયો આવ્યો અમે ઉપર ચડવા લાગ્યા ને વનસ્પતિ જોતા હતા ગાડી નેવરી શામળો આકડો સીવણ કાગીપાટ કુબી આમા ફણસ ઊંઝી ધાવડી ધારિયા ( Hanta indica ) વગેરેના શન કર્યાં કુભીને તો ફળ પણ આવ્યા હતા તેના ફળ લીલા બોરાને બરાબર મળતા હોય છે આના ફૂલોની રચના પણ બહુ મજાની હોય છે ફૂલ ફાટેલુ રહે છે અને વચ્ચેથી ધોળા કેસરા બહાર ઝૂકી પડ્યા હોય છે ગળ ઉભી સહદેવી ફૂલો કપુરિયો વનતુલસી વગેરે Compositerc અને Lrhiatere વર્ગની ઘણી વનસ્પતિઓ દેખાઈ—સાથે Filices વર્ગનો સુખાગીનો પાનો અને રૂપેરી હંસરાજ ( Silver fern એટલે—રૂપેરી હંસરાજના પાનની પાછળ ચૂના જેવો સફેદ પાઉડર ચોંટેલો હોય છે અને તેને હાથ કે કોઇ પણ ભાગ પર દબાવતા જેની છાપ પડી જાય છે

સહ્યાદ્રિના ઘણા ડુંગરોમાં આ હંસરાજ ઊગે છે-સિંહગઢમાં ત્યાંના માવળાઓ મુસાફરોને હાથે આની ભાત પાડી આનંદ પમાડે છે

વિશલ્યકરણી એટલે હાડસાંકળ તો નહિ જ સંધાની શબ્દ તેના પર્યાય તરીકે છે પરન્તુ હાડસાંકળ ને સંધાનીને તેથી એક ગણી લેવાની કલ્પના નહિ કરી શકાય મહાનારાયણ તેલમાં વિશલ્યનો ઉલ્લેખ છે ભાષાની દૃષ્ટિએ અને કરણી માં ઘણો ફરક નથી એટલે વિશલ્યકરણી અને વિશલ્યક તે એ જ વસ્તુ છે પણ મહાનારાયણ તેલમાં જેવો ઉલ્લેખ આવે છે તે વિશલ્ય કઈ વસ્તુ તે પણ ક્યાં નક્કી છે? કેટલાક અનુવાદકોએ તેનો અર્થ ધ્રુવાગણા કર્યો છે ઈંદ્રવારણીના પર્યાય તરીકે વિશાલા છે પરન્તુ વિશાલા ને વિશલ્યકનો શો મેળ? વળી ઇંદ્રામણા મૂત્રપિંડનાશક તરીકે પ્રસિદ્ધ નથી નાડકર્ણી જદવારને વિશલ્યકરણી ગણે છે પરન્તુ જદવાર એ તો મૂર્વાદિ વર્ગ ( Ranunculaceae ) વર્ગની વનસ્પતિ છે અને હિમાલયમાં થાય છે પરિસ્થિતિ આમ હોવાથી અમે વિશલ્યકરણીને મેળવી શક્યા નહિ વળી માનો કે મીંગિયાના શિખર પરથી માર્ગનો થોડો ટુકડો ઉપાડીએ તોયે તેમાંથી વિશલ્યકરણી ઓળખી લેનાર કોઈ સુષેણ મળી આવે ખરો કે? અને મીંગિયા એજ મહોદય પર્વત એનીયે શી ખાતરી?

આમ ઠેવટે નિરાશા ને દિલાસાની મિશ્ર લાગણી અનુભવતા અમે નીચે ઊતર્યા અને દરિયા કિનારે એક મોટી શિલા પર બેઠા સામે સમુદ્રના પ્રચંડ મોજાં ઉછળતા હતા નાની નાની હોડીઓ ઘર ભણી જતી હતી પક્ષીઓ પણ આકાશમાં એ જ બાજુએ ઊડતા હતા નેવરી શામળો અને પાંડેરવાના લાલ ચટક જેવા પુષ્પો જોઈ ફરી રામાયણનો એક શ્લોક યાદ આવ્યો —

आदीप्तानिव वैदेहि सर्वत पुष्पितान्नगान् ।
स्वै पुष्पै किंशुकान्पश्य मालिन शिशिरात्यये ।

કેસૂડાનો દવ તો અમે હરિપુરમાં જોઈને જ આવ્યા હતા પરન્તુ પાંડેરવો નેવરી ને શામળાના ધગધગતા અંગારા જેવા લાલ ફૂલો અને પશ્ચિમ સમુદ્રમાં સૂર્યાસ્ત પછી લાલી રહેલો વન-એ અદ્ભુત અવર્ણનીય દૃશ્ય કોઈ પણ કવિની પ્રતિભાને ઉશ્કેર્યા વિના ન રહે મારાથી એ શબ્દબદ્ધ કરી શકાય એમ નથી અમે કવિ નહોતા એટલે મૂક થઈ ગયા અને એ લીલાનું દૃષ્ટિદ્વારે પાન કરતા કરતા ઘણીવાર સુધી મૂક જ બેસી રહ્યા

# નિદાન સમીક્ષા

(લેખક વૈદ્ય નજનાન મોહનનાન મહેતા મુ દીહોર)

મારી પાસે થો । દિવસ અગાઉ એક દરદી આવેન તેણે પોતાના વ્યાધીની હકીકત એવી રીતે વર્ણવી કે – પોતાને અશ છે પરતુ તેનો હાલ કોઈ નતનો ઉપ ્ર નથી પેટમાં દુખાવો રહેતો નથી પરતુ નાભીથી નીચેના ભાગમા પવન રહે છે દસ્તસારકદવા લેતા સાફ થતો ભુખ સાધારણ લાગે મો આવી જતુ નથી પવનની ઉર્ધ્વગતિ થતા છાતીમાં (હૃદયના ભાગ તરફ) અને મગજમા ગભગમણ થાય બાદ તે પવન નીચે બસ્તિ પ્રદેશમા એકઠો થતો હોય તેવી અસર થાય પેડુ સાધારણ ભારે રહે

ઉપરની તેની હકી ત સાભળી દિગ્વર્ણિ ચુર્ણ લેવા મ કહ્યુ તે પોતાને ગરમ જણાયાનુ રદીએ કહ્યુ મે રેચકચનાવાળી કોઈ દવા (અનિતુ ડી) લેવા હ્યુ તે પણ પોતે લીધેલ હોવાનુ કહ્યુ બીજા બે ત્રણ ટું જાણતો હતો તે ઉપાયો બતા ા પરતુ તેનાથી વ્યાધિ નિર્મુળ થતો નહિ હોવાનુ જણાવી પોતે હાલ લવણ ભાસ્કર અને કુમેરાક્ષાદિ ચૂર્ણ લેતા હોવાનુ જણા યુ અને યાધિ મદતર નાબુદ થાય તેમ કરવા મને કહ્યુ મે ઉપાય પુસ્તકમાથી શોધી આપવાનું જણાવી દરદીને વિદાય આપી અને મેં આ વ્યાધિનું મુળ સ્થાન ઉ ર હોઈ પ્રથમ ઉદરરોગનું નિદાનપ્રકરણ જોવાની શરૂઆત રી તેમા પ્રથમ શ્લોકમા જણાવ્યુ છે કે —

रोगा सर्वेऽपि मन्देऽग्नौ सुतरामुदराणिच ।

આ શ્લોકાર્થ ઉપરથી સમજાયુ કે ઉદરરોગ થવામા મ દાગ્નિ મુખ્ય કારણ હોય છે એટલે મ દાગ્નિ નિદાન જોવાની ઇચ્છા થઈ જણાયુ પ્રકરણ જોતા મ ાગ્નિ જ પ વિષ્ટબ્ધાજીર્ણ ના લક્ષણ નીચે પ્રમાણે આપેલ છે

चिष्टब्धे शूल माध्मान विविधा वात वेदना ।

मलवाताप्रवृत्तिश्च स्तम्भो मोहाऽगपीडनम् ॥

આ શ્લોક જોતા શૂળ આધ્માન વાતવ્યાધિ (કોષ્ટગતવાત) મળવાતરોધ વ્યાધિચિ હ વગેરેની સરખામણી કરવાની ઇચ્છા થઈ આથી તેમા લક્ષણમેળવવાના ોકો પ્રથમ તપાસીએ

ઉ ર રોગના સામાન્ય લક્ષણમા લખ્યુ છે કે

आध्मान गमने शक्ति दौर्बल्य दुर्बलाग्निता ।

शोथ सदनमङ्गना सङ्गो वात पुरीषयो ॥

આ શ્લોકનુ લક્ષણ સામ્ય લગભગ વિષ્ટબ્ધા ણ ને મળતુ છે દુર્બલાગ્નિતા શબ્દ વિષ્ટબ્ધાજીર્ણ ઉત્પા મ દાગ્નિ સૂચક છે આધ્માન બન્નેમા થાય છે એકમા મળવાતની અપ્રવૃત્તિ અને બીજામા મળવાત સગ્રહ આ મ ન અને શૂળ એ શબ્દથી નહિ પરતુ લાક્ષણિક અર્થથી થોડા ઘણા મળતા ગણાય ત્યારે શુ વિષ્ટબ્ધાજીર્ણ એ ઉદર રોગનુ સામાન્ય લક્ષણ સમજવુ કે ઉ ર રોગ એ વિષ્ટબ્ધાજીર્ણનું સામાન્ય લક્ષણ સમજવુ ? તેમ પ્રથમ દ્રષ્ટિએ ભ્રમ થાય છ આ વસ્તુના સમાધાન માટે એક માગ છે જે ઉદર રોગના જણાવેલ સામાન્ય લક્ષણો હમેશા ચાલુ રહી વિશેષ યાધિ સ્વરૂપને (ઉ રરોગને) પ્રકાશમા લાવે છે જ્યારે અજીર્ણમા તે લક્ષણો થોડા વખતને માટે રહે છે તે અજીર્ણ

શબ્દ ઉપરથી સૂચિત થાય છે અ-નહિ જીર્ણ-પાચન પાચન નહિ ત્યારે વ્યાધિ થયા બા વ્યાધિ નહિ તેમ માની શકાય

ઉદર રોગના સામાન્ય લક્ષણને મળતો વિષ્ટબ્ધા જીર્ણ વ્યાધિ લાંબો વખત ચાલુ રહે તો તેનાથી ઉદરરોગ થાય ખરો કે? થાય પણ ખરા અને કાસ કૃમિ ગુલ્મ, જ્વર વિષુચિકા વગેરે જુદા જ વ્યાધિને યોગ્ય ક્ષેત્ર તૈયાર કરે

अव्यक्तं लक्षणं तस्य पूर्वरूपमिति स्मृतम् ।
आत्मरूपं तु तद् व्यक्त

પ્રશ્ન—આ પ્રમાણે ઉદરરોગનુ સામાન્ય સૂચક યાદ આપ્યુ હતે તો અતિ વ્યાધિ દોષા ભ્રામ ન થતે આ વિષયમા તેનુ કાઇ છે નહિ અજીર્ણથી ઉદરરોગને વિભક્ત કરવા માટે તેમ કરવુ જ જોઇયે ઉદર રોગના સામાન્ય લક્ષણથી વિષ્ટબ્ધાજીર્ણ જુદાજ વ્યાધિનુ સૂચક શી રીતે થઇ શકે? આમા કાઇ મતથા માર્ગ નથી કે તેવો દોષ સંભવે આ નિરર્થક છે આયુર્વેદની એજ ખુબી છે જે એ સ્થાનમા વ્યાધિનુ એ ચિહ્ન ચિહ્ન જ (લક્ષણ) મનાય અને બીજી જગ્યાએ તે સ્વતંત્ર દર ગણાય ત્યારે શ ચિહ્નરૂપે હોય ત્યારે વ્યાધિ માનવો કે બીજા વ્યાધિમા પોતાનુ વ્યાધિચિહ્ન માનવુ? જેવી રીતે વિષ્ટબ્ધા જીર્ણ મા શૂળ એ ચિહ્ન અર્થાત્ લક્ષણ છે અને વ્યાધિ અજીર્ણ છે અને આત્મોત્પન્ન અવિપાકોદ્ભવ વશૂળમા અર્થાત્ બીજા શબ્દમા કહીએ તો અજીર્ણથી ઉત્પન્ન થયેલ શૂળમા અજીર્ણ (આધ્માન આટોપ વગેરે) ચિહ્ન છે અને વ્યાધિ શૂળ છે એટલે અમુક ચિહ્નજ છે અને આજ વ્યાધિ છે તે જાતના નિર્ણય કરવાની અનુકૂળતા માટે જુદા જુદા વિસ્તારો જરૂરી છે

શૂળ એ અજીર્ણ અને અજીર્ણ એ શૂળ એમ એક બીજાને એક જ વ્યાધિ માન વામા આવે તો શુ હરકત? હરકત ઉપક્રમ વખતે થવા સંભવ ખરો કેમકે શૂળના ઉપદ્રવો અને અજીર્ણના ઉપદ્રવોની ભિન્નતા જોતા ઉપક્રમમા પણ ભિન્નતા જરૂર હોવી જોઇયે

શૂળના ઉપદ્રવો— वेदना तिवृषा मूर्च्छा आनाहो गौरवारुचा ।
कास श्वासो वमिर्हिक्का शूलस्योपद्रवा स्मृता ॥

અજીર્ણના ઉપદ્રવો— मूर्च्छा प्रलापो वमथु प्रसेक सदनभ्रम ।
उपद्रवाभवन्त्येते मरण चाप्यजीर्णत ॥

આ ઉપરથી સમજી શકાશે કે અમુ ચિહ્ન અજીર્ણમાજ થાય છે અને અમુક શૂળમા થાય છે અજીર્ણના ઉપદ્રવો પણ પ્રાણઘાતક છે તેને શૂળ માની ઓષધોપચાર કરવામા આવે તો નિષ્ફળતા જ મળે

ઉદરરોગના સામાન્ય લક્ષણની શરૂઆતમા આધ્માન શબ્દ મુકેલ છે આ આધ્માનની શાસ્ત્રીય વ્યાખ્યા નીચે મુજબ છે

साटोप मत्युग्ररुज माध्मातमुदर भृशम् ।
आध्मानमिति जानीयाद् घोर वात निरोधजम् ॥

વિગુણીત મદોષ વાયુનો અવરોધ એજ બીજા શબ્દોમા નોંધો તો પકવાશયમા ગણાય ત્યારે મળવાતના રોગથી આધ્માન થાય છે અર્થાત આધ્માન એ મળવાતનો

રોધ સૂચક છે તો પછી એકજ શ્લોકમા આધ્માન અને મળવાતાવરોધ' એમ જુદા બે શબ્દો આપવાની શી જરૂર છે? તેમજ આધ્માન પ્રત્યાધ્માન આનાહ પક્વાશયગત વાત આમાજીર્ણ વગેરે શબ્દથી જુદા છે પરતુ લક્ષણોથી લગભગ મળતા છે અર્થાત્ જુદા જુદા ચિહ્નો છે પરતુ તેનુ વિશેષ સ્વરૂપ કોઈક જુદાજ વ્યાધીનુ ઉદ્બોધક થાય છે ત્યારે તેને જુદો વ્યાધી માનવો પડે છે જેમકે અધોવાતના નિરોધથી ઉર્ધ્વવાત થાય છે તે વાયુ આધ્માનાદિકના ચિહ્નથી વધીને ઉદ્ગારાદિક વિશેષ સ્વરૂપને ઉત્પન્ન કરે છે તે ઉદ્ગારાદિક લાબે વખતે હૃદયશુળ (ગભરામણ) શ્વાસાવરાધ વગેરે ઉત્પન્ન કરે છે એટલે કે એકજ દૂષિત વાયુ જુદા જુદા સ્થાનમા જુદા જુદા ચિહ્નો ઉત્પન્ન કરે છે લક્ષણ સામ્યવાળા વ્યાધી ઓમા દોષાનુબધ જેવો એ વધારે જરૂરી મર્મ છે આયુર્વેદમા તેનું ખાસ મહત્વ છે જ્યા આગળ વિશેષ વ્યાધિ મુશ્કેલ થઈ શકે તેમ ન હોય ત્યા દોષાનુબધ જાણી લઈ ઉપક્રમ કરવામા આવે તો સફળતા જરૂર મળે આધ્માનાદિક નિર્ણય કરવામા ખાસ મુશ્કેલી હોય તો– ખાસ મુશ્કેલી એટલા માટે કે—ઉદરતમા એ ાદ ચિન્હ ઓછુ હોય તો આધ્માનની શકા ઉપજાવે છે કોષ્ઠગતવાત-આનાહ માટે શકા ઉત્પન્ન કરે છે પક્વાશયગત અજીર્ણની ભ્રાન્તિ કરાવે છે ત્યારે વાયુનો અનુબધ સમજી લઈ વાતાનુલોમન, દીપન પાચક ગ્રાહક વગેરે ઉપક્રમો હિતાવહ છે બીજા ઘણા મતિભ્રમક વ્યાધિઓ છે જેવી કે – તુની પ્રતિતુની અષ્ઠીલા, પ્રત્યષ્ઠીલા આ તર્નિદ્રધિ ગુલ્મ વગેરે તેનો સ્થાનભેદ દોષભેદ ચિહ્નભેદ પરિણામભેદ વગેરેથી નિર્ણય કરી ઉપક્રમાહ છે અને તેમા પણ ઘણો વિવાદ યોગ્ય વિષય છે

આ દરદીના આતક નિર્ણયમા જણાયુ કે વાતાનુબધ મદાગ્નિ અજીર્ણજન્ય કબજીયત દોષભુત વાયુની ઉર્ધ્વગતિ વગેરેમા વાત પ્રાધાન્યતાતો ખરી પછી તે ક્યાથી ઉત્પન્ન થાય છે શા માટે થાય છે કેવી રીતે થાય છે વગેરે પ્રશ્નોય જ રાખીએ મે તો લાબા વિચારને અતે આમવાત ના પ્રકરણમા આપેલ વૈશ્વાનર ચુર્ણ (ભાવપ્રકાશ) સુઠનુ થોડુ પ્રમાણ ઘટાડી છાશમા આપવાનો નીર્ણય કર્યો બને તો છાશનોજ ઉપયોગ કરાવવો પરતુ દરદી મારી પાસે પછી આવેલ નથી ઇતિ શમ્

---

# મૂત્રસંગનાં કારણો

થોડા મહીના પહેલા હેમીલ્ટન બાર્લે (ઈ સ ૧૯૩૫) કૃત ડીમોસ્ટ્રેશન ઑવ ફીઝીકલ સાઈન્સ ઈન્ ક્લીનીકલ સર્જરી નામક પુસ્તક મારા વાચવામા આવેલુ તે પુસ્તકમા As you like it માંથી માનવજીવનની સાત અવસ્થા રૂપે દર્શાવેલી તેણી સાથે સરખામણીએ મૂત્રસંગ (Retention of urine)ની રોગવિનિશ્ચય પરીક્ષામા ઉપયોગી નીવડે એવા બુદ્ધિગમ્ય કારણો સમજાવાયા છે જે વાચકોના મનોરંજનાર્થ અહીં રજુ કરૂ છુ —

All the worlds stage
And all the men and women merely players
They have their exists and their entrances
And one man in his time plays many parts
His acts being seven ages At first the infant
Mewling and puking in the nurse s arms
And then the whining schoolboy with his satchel
And shining morning face creeping like snail
Unwilling to school And then the lover
Sighing like furnace with a woeful ballad
Made to his mistress eyebrow Then a soldier
Full of strange oaths and bearded like the pard
Jealous in honour sudden and quick in quarrel
Seeking the bubble reputation

Even in the Cannon s mouth And then the justice
In fair round belly with good Capon lin d
With eyes severe and beard of formal cut
Full of arise saws and modern instances
And so he plays his part The sixth age shifts
Into the lean and slipper d pantaloon
With spectacles on nose and pouch on side
His youthful pose well sav d a world too wide

For his shrunk shank and his big mainly voices
Turning again towards childist treble pipes
And whistles in his sound Last scene of all
That ends this strange eventful history

Is second childishness and mere oblivion
Sans teeth sans eyes sans task sans everything

હવે મૂત્રમાર્ગના કારણો સાથે આ સાત અવસ્થા સરખાવીયે જુવો—

(૧) The infant in nurse s arms આ અવસ્થાયે નિરૂદ્ધપ્રકાશ[૧] અને કુદરતી મૂત્રદ્વારનો અભાવ[૨] એ મૂત્રમાર્ગના ચોક્કસ કારણો છે

(૨) The whining schoolboy with his satchel બસ્તિની અશ્મીરી[૩] એમ મનાય છે

(૩) The lover sighing like furnace મૂત્રમાર્ગનો આ કેસ મૂત્રપ્રમેહનો તીવ્રશોથ[૪] અનુભવે છે

(૪) The soldier full of strange orth બહુતાએ મૂત્રપ્રસેકના સંકોચ[૫] નો ભોગી હોય છે

(૫) The justice in fair round belly with good Capon lin d બહુધા અને વિશેષ ભાગે પૌરૂષગ્રંથિની વૃદ્ધિ[૬] આના કારણરૂપે હોય છે

(૬) When the sixth age shifts into the lean and slipper d pantaloon આ વયે ? ચિકણું લાળયુક્ત મૂત્રમાં[૭] (બસ્તિનો સોજો-મૂત્રકૃચ્છ્ર ?) એ તીવ્ર મૂત્રમાર્ગનું સામાન્ય કારણ છે

(૭) And the last age that ends this strange eventful history એ બસ્તિશૈથિલ્ય[૮] નું પરિણામ છે

ઉપરાંત સ્ત્રીઓમાં મધ્યસ્થ વાતતંત્રની અવ્યવસ્થા[૯] અને ગર્ભાશયનું પશ્ચાદ્ભ્રમણ[૧૦] એ વિશેષતા છે

ઇતર ગ્રંથોના પ્રમાણોને આયુર્વેદીય દૃષ્ટિએ આપણે જો શેકસપીયરના વર્ણનોમાં સરખાવીએ તો અમુકાંશે પણ નવા તત્ત્વ પર પ્રકાશ રજુ કરી શકાય ખરો ?

મોરબી તા ૩-૩-૮ } અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી

---

(૧) Phimosis (૨) Atre ia of the Me tus (૩) Stone in the bladder (૪) Acute ureth itis (૫) Stricture of the ureathra (૬) Frostratic enlargement (૭) Cystitis complicated by the ropy mucus (૮) Atony of the bladder (૯) Disorder of c ntral n rvous system (૧૦) Retroversion of uterus

# ખરનાદ ન્યાસ

ગીલ્જીટના નવા યુગમા ઇ સ ૧૯ ૮મા ખોદ કામ કરતા જે થોડી હાથપ્રતો મળી તેમા ખરનાદ ન્યાસનું એક ભોજપત્રનું પાનું મળ્યું છે ખરના મહિતામાથી તથા એ ઉપરના વાસમાથી ટીકાઓમા ઉતારા મળ્યા છે જુઓ અષ્ટાગહૃદય ઉપર અરુણદત્તની ટીકા ( ૭૪૮ અને માધવનિ ન ઉપર વાચસ્પતિની ટીકા પૃ ૫ આ હાથપ્રતો નવમા શતક પહેલાની અને સાતમા શતક પછીની છે એમ એના અક્ષરો ઉપરથી શ્રી એમ એસ કૌનશાસ્ત્રી એમ એ એમ ઓ એલ અનુમાન કરે છે

પ્રથમ પક્તિ— ध्नंति तन्निमित्त आत्मनोमुख्य जात्यादिलम्भ इति ॥ खारणाद यासे खुण्डिका गर्भावक्रान्ति शारीर समाप्तम् ॥ खुण्डिका वदति गर्भा वक्रान्त्यो रेकपद सम्बध त्र्था

બીજી પક્તિ—रपिगर्भावक्रा त्यान्यस्यैकस्यैवार्थस्याभिधानात् ॥ उत वा पूर्वे ध्याये मात्रादि सभवो गर्भ इत्येतावदुक्त न तु युक्तिर्दर्शिता कया युक्त्यत्यत इह सा युक्तिरुच्यते ना हि समुदययुगपद्गर्भसभव

ત્રીજી પક્તિ—तस्य युक्ति प्रवक्ष्यामि प्राक्तना भाषितामपालि ॥ तस्य गर्भ तु प्रवेशो गर्भावक्रान्ति महत्त्व चास्य गर्भावक्रान्त्यर्थस्य विस्तरनिर्देशात् यह रजस्वलाभूत्वा पुराणरुधिरे स्नत इत्यादि अनिस्रुते हि पुराण रुधिरे न भवति गर्भोपत्ति

ચોથી પક્તિ—स्रुतेपि चाशुद्धस्नातास्त्रो पुसायुक्ता भूना प्रसावद्गर्भ न वि दति विकृत वाजनयत्यत उभयमुक्त मनस्विनी सोमनस्यादुगर्भमादत्त स्त्राग्रहण वन्ध्यानिषेधक एका तर निर्देश पुरुस्य

પાચમી પક્તિ याथ आप्यायित हि शुक्र गर्भायभवति निरन्तरगमणेन तु अल्प शुक्रत्वान्नोपचते गर्भा विकृतो वा जायते ॥ नवान्य गर्भमागिमी । यस्मा च्चवाहानि ऋतु तस्मायेषु गर्भ भजते तन्नायुग्मे

છઠ્ઠી પક્તિ—त्वहस्सु स्त्री युग्मेषु तुप मान् भवेत् युग्मायुग्मत्व चतुर्थदिवसात् प्रभति चतुर्थषष्ठाष्टमा युग्मा दिवसा पचमसप्तम नवमा अयुग्मा ॥ इदानीं यथायुक्त्या पुसा युक्ता स्त्री गर्भ विन्दति सा यु

સાતમી પક્તિ क्तिरभिधीयते शुद्धेस्थिते वाभूतेरक्त इत्यादिस्त्रिया रक्ते शुद्धे अदोषदुष्टे बीजभूत बीजावस्थे गर्भजनन समये गर्भाशये योनाशये वा दृष्टे । आशये गर्भस्थानम् तस्मिन्नित्य भूते रक्ते

આઠમી પક્તિ— योन्याशये च यदा स्त्रीसयोगा पुसा हृष्यच्युत हर्षणोमीरित शुक्र मदुष्ट शुद्ध युज्यते सस्तृज्यते हर्षं प्रतीति वि च्छुक्रशोनित सयोगे न्द्र सयुज्यते

નવમી પક્તિ—योग्यानुरूपयात्स्त्योपतै समन्वित युक्त सुकमफलेन तम् ॥ तद्धुच मातृ सम्व धात् च पितु सम्व धात् च शुक्र सत्त्व चात्मा चेतना धातु

( આર્ટવર્ી જર્નલ ઓફ ધ ઓથોરિએન્ટલ સોસાયટીની જુલાઈ ૧૯ ૮ના અકમા પ્રસિદ્ધ થયેલા રીપોર્ટ ઓન ધી ગીલ્જીટ એક્સ્કેવેશન નામના લેખમાથી ઉતારો )

---

# ૨૯મુ નિ ભા વૈદ્યસમેલન

આવતુ ૨૮મુ નિ ભા વૈદ્યસમેલન જોધપુરમાં ડીસેમ્બરના ત્રીજા અઠવાડીઆમા ભરાવાનુ છે અને તેને લગતી તૈયારીઓ તડામાર ચાલી રહી છે એ વિષયમા છેલ્લા ખબર નીચે પ્રમાણે છે —

૨૮મા નિ ભા વદ્યસમેલનના સભાપતિપદની ચુટણી માટે સમસ્ત ભારતવર્ષ બર્મા અને સીલોનથી આવેલા મહામડળના સભ્યોના મતોની ગણત્રી કરતા કુલ આવેલા ૭૧૨ મતોમા ૧૨ વ્યક્તિઓના નામો આવેલા તેમા પણ દશથી વધારે મતો જેને મળ્યા હોય એવા સાતેક નામો છે અને નીચેના પાચ નામોને નીચે પ્રમાણે મતો મળ્યા છે —

| | | |
|---|---|---|
| (૧) | શ્રીયુત પ શિવશર્માજી | ૨૩૮ |
| (૨) | કિશોરીદત્તજી શાસ્ત્રી | ૧૪૧ |
| ( ) | વ્રજવિહારીજી ચતુર્વેદી | ૧૩૪ |
| (૪) | જીવરામ કાલિદાસજી | ૮૪ |
| (૫) | સુખરામદાસ જી ત્રેજા | ૬૩ |

હવે આ પાચમાંથી એકને સભાપતિ તરીકે ચુટવામા આવશે બધાયે યોગ્ય છે અને મતની સખ્યા ઉપર ધ્યાન રાખી પ શિવશર્માજીને જ ફરીવાર ચુટવામા આવે તો એમણે આ વર્ષ રહેલા કામને તેઓ વધારે વેગ આપી શકે એમ કરવામા નિયમનો તો બાધ છે જ નહિ

નિખિલ ભારતવર્ષીય વૈદ્યસમેલન સાથે જ ભરાવાના અધ્યાપક સમેલનના સભાપતિ માટે નીચેના પાચ નામોને નીચે પ્રમાણે મતો મળ્યા છે

| | | |
|---|---|---|
| (૧) | શ્રી પ શિવશર્માજી આયુર્વેદાચાર્ય લાહોર | ૪૧ |
| (૨) | યા રજી ત્રિકમજી આચાર્ય | ૩૯ |
| (૩) | સત્યનારાયણજી શાસ્ત્રી કાશી | ૨૮ |
| (૪) | કવિરાજ ગણનાથસેન સરસ્વતી | ૨૩ |
| (૫) , | પ જ્ઞાનેન્દ્રનાથસેન કવિરાજ હરદ્વાર | ૨૩ |

આમાથી કોઈએક ઉમેદ ચુટાશે અમારા મતે તો પ શિવશર્માજી સમેલનના પ્રમુખ થાય અને શ્રી યાદવજી ત્રિ મ જી આચાર્ય અધ્યાપક સમેલનના પ્રમુખ ચુટાય તો એ ઉત્તમ યોગ વૈદ્યસમેલન માટે સર્વથા હિતકર નીવડે છેલ્લા ખબર મળ્યા છે કે પ શિવશર્માજી પ્રમુખ ચુટાઈ ગયા છે

---

# શ્રી ગુજરાત-કચ્છ કાઠિયાવાડ વૈદ્યસમેલનનુ આઠમુ અધિવેશન-કચ્છમા

શ્રી ગુ ક કા વૈદ્યસમેલનનું આઠમુ અધિવેશન ડીસેમ્બરમા શ્રી અંજાર (કચ્છ) મુ ામે ભરવાનુ નક્કી થયુ છે અને એ અધિવેશનના પ્રમુખપદ માટે વરણીની તૈયારીઓ ચાલે છે અને ઘણુંખરું આ છપાશે તે પહેલા પસંદગી થઈ ગઈ હશે છેલ્લા ખબર પ્રમાણે

નીચેના પાચ નામો સ્વાગત સમિતિને મળ્યા છે (૧) વૈદ્યરાજ ઉમીઆ શકર એમ અમદાવા, (૨) વૈ માધવપ્રસાદ ના શાસ્ત્રી અમદાવા ( ) વ ચુનીલાલ રેવાશ ક વડોદરા (૪) વૈ ધીરજરામ દ સુરત (૫) વૈ પુરૂષોત્તમ મકારા ક સુ ત અને બધુ જોતા ભાઈ માધવપ્રસાદ ના શાસ્ત્રી ચુટાય એવો સભવ છે અ ો એ યોગ્ય છે

કચ્છના વૈદ્યભાઈઓનો ઉત્સાહ જોઇને પણ આન થાય છે તેઓએ ૯૭ તો અકટો બરના અન્તમા અખિલ કચ્છ વૈદ્યસમેલન ભયુ ે અને પાછુ આ ચુ ક મ વૈદ્યસમેલનનુ અધિવેશન બોલાવે છે એ માટે કચ્છના વૈદ્યભાઇઓ શાબાશીને પાત્ર છે

---

# બોર્ડ ઓફ ઇન્ડીઅન મેડીસીન મુબઈ

મુબઈ ઇલાકામા વૈદ્યહકીમોના રજીસ્ટ્રેશનનો કાયદો પસાર થયો ત્યારથી જે બોર્ડ ઓફ ઇ ડીઅન મેડીસીન નીમાવાની વાત ચર્ચાતી હતી તેનો છેવટ છેડો આવી ગયો છે અને મુબઈના કોંગ્રેસ પ્રધાનમડળે અધિકારનો ત્યાગ કરતા પ્હેલા બોર્ડની નીમણુક જાહેર કરી દીધી છે નીચેનો ઉતારો તા ૪ નવેમ્બર ૧૯ ૯ના મુબઈ સમાચારમાથી લીધો છે —

મુબઈ તા ૨૭ નવેમ્બર

૧૯૩૮ના મેડીકલ પ્રેકટીશનર એક્ટ હેઠળ મુબઇ સરકાર તરફથી નીચેના સભ્યોની બોર્ડ ઓફ ઇ ડીઅન સીસ્ટમ્સ ઓફ મેડીસીનની નીમણુક કરવામા આવી છે

૧ ડૉ આર આર ભડકકર (પ્રમુખ)
૨ વૈદ્ય જાદવજી ત્રિકમજી આચાર્ય
૩ ડૉ પોપટ પ્રભુરામ
૪ વૈદ્ય પી જી નાનલ
૫ વૈદ્ય ગગાધર શાસ્ત્રી ગુણે
૬ વૈદ્ય એલ જી કુલકર્ણી
૭ વૈદ્ય બાપાલાલ ગરબડદાસ શાહ
૮ મી બી સી લાગુ
૯ સૈફ-ઉલ-મુલ્ક હકીમ રશીદ અહમ
૧ હકીમ ફઝલી રહીમ
૧૧ હકીમ મહમદ કાસીમ ચોંચીનાગા
૧૨ સઈફ ઉલ્મુ ક મીર સરફજહુમેન
૧૩ મી દામોદરદાસ વી મહેતા

---

# શ્રી ગુજરાત-ક કા વૈદ્યમંડળના મુખપત્રની યોજના

અમદાવાદના ગુ  કા વૈદ્યસંમેલનમા વૈદ્યમંડળના મુખપત્રની ચર્ચા થયેલી પણ હમણા એનો છેવટનો નિર્ણય નીચે પ્રમાણે થયો છે

તા ૧૫-૭- ૮ ના રોજ અમદાવાદ મુકામે મુખપત્રની યોજના નક્કી કરવા વૈદ્યરાજ ભાનુપ્રસાદ એન મહેતાએ બોલાવેલી સભાએ નક્કી કરેલી યોજના નીચે મુજબ છે

**નામ**—આ મુખપત્રનું નામ  શ્રી ગુજરાત આયુર્વેદ સંમેલન પત્રિકા રાખવુ

**સાઈઝ**—આ પત્રિકાની સાઈઝ ફુલસ્કેપ કાગળના આઠ પેજની રાખવી

**ખર્ચનો અંદાજ**—આ  પ્રમાણે દર અંકે રૂ ૧૪ + ૫ = ૧૯ × ૬ = ૧૧૪ રૂ પાચસો કોપીનો વર્ષના ૬ અંકનો થાય છે તે ઉપરાત પ્રાથમિક સ્ટેશનરીના રૂ ૧૬ મળી કુલ રૂ ૧૩ નો અંદાજ થાય છે

**પોસ્ટેજ**—દર રૂ  - -૬ પાઈ લેખે ૫  કોપીના રૂ ૮ -૧૨- થાય છે તે ઉપરાત એ સ્ટ્રા પોસ્ટેજના ૧ ૪૭ ૪- મળી એ  રૂ ૧૪ થાય છે

રેપર સના રૂ ૮  અંદાજે થાય છે

આમ મળી કુલ ખર્ચ રૂ ૩૫  થવા જાય છે

**આવકના માર્ગો**—શ્રી ગુ ક કા વૈદ્યમંડળ તરફથી પ્રાથમિક ખર્ચ માટે રૂ ૧ આપવામા આવશે

પત્રિકાના કેવળ ગ્રાહકનુ લવાજમ -૮- રાખવુ

આ પત્રિકાના આશ્રયદાતાઓનો એક વર્ગ રાખવામા આવશે જેની વાર્ષિક ફી  રૂ પણ રાખવામા આવે છે આ ફી પત્રિકાના ખર્ચમા વાપરવામા આવશે જે કોઈ આશ્રયદાતા પોતાના ફોટાનો બ્લોક આપશે તેનો ફોટો પત્રિકામા મુકવામા આવશે

આ ફોટાની સાઈઝ ૨૧ × ૧ થી વધુ ન હોવી જોઈએ

**તંત્રીમંડળ**

૧ ભાનુશંકર એન મહેતા મિસોદરા
૨ વાસુદેવ મૂળશંકર દ્વીવેદી ધ્રાગધ્રા
૩ મણિશંકર મૂળશંકર ત્રિવેદી અમદાવાદ
૪ અનંતપ્રસાદ લક્ષ્મીશંકર ભાવનગર
૫ શશિકાંત ભુલાભાઈ પંડ્યા અમદાવાદ

આની અંદર નીચે પ્રમાણેના વિષયો રહેશે

૧ વૈદ્યોના મૂળભુત અધિકારો
૨ ગુજરાતની આયુર્વેદિ સંસ્થાઓના વૃત્તાતો
૩ અર્વાચીન સંશોધનો
૪ બહિર્ જગતની વૈદકીય પ્રવૃત્તિઓ
૫ પ્રાંતિક મંડળ તરફનું સાહિત્ય
૬ પર પ્રાંતની આયુર્વેદિક પ્રવૃત્તિઓ
૭ શાસ્ત્રીય વિષયોના પ્રવચનો

હું ધારું છુ થોડા વખતમા પહેલો અંક બહાર પડવો જોઈએ

---

જીવન છે૧ પચવામા લઘુ છે સ્વચ્છ જન કોઈપણ જાતના રસના સ્વા વિનાનું હોઈ હૃપ્ર છે

साय तटि यास्तनुते समीर रूक्षानमिष्यन्दि कृशानुकार ।

कटु प्रपाके विशद सुमिष्ट कफ सपित्त कउलीकरोति ॥ २८२ ॥

નદીનું પાણી વાયુ કરનાર છે રુક્ષ છે અનભિષ્યન્દિ અને જાઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે વિપા મા કટુ છે વિશ છે પીવામા અતિ મિષ્ટ લાગે છે કફ અને પિત્તનો નાશ કરનાર છે

रच्य नैर्झरमम्बु दीप्तिजनन रुक्ष बलासापह

पित्तघ्न हिममौद्भिद शुचि लघु स्यात्सारस श्रमघ्नम् ।

ताडाग कटु वातल लघु हिम वाप्य मरुत्श्लेष्मजित्

स्वादु श्लेष्मदमग्निकारि रुचिर स्र पानिल चौड्यजम् ॥ २८३

ઉચ્ચ સ્થાનમાંથી પડતુ ઝરણાનુ પાણી રુચી ઉત્પન્ન કરનાર જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર રુક્ષ અને ખાસીને હણનાર છે નિમ્ન પ્રદેશમા ભૂમિ ફોડીને બહાર નીકળનાર પાણી પિત્તને હણનાર છે ઠંડુ છે શુદ્ધ છે અને પચવામા હલકુ છે સરોવરનું પાણી શ્રમ હરતા છે તળાવનુ પાણી સ્હેજ તીખુ અને વાયડુ છે પચવામા હલકુ અને ઠંડુ છે વાવનુ પાણી વાયુ અને કફને હણનાર છે નવો ખોદાયેલો ચણાયેલો નહિ એવો અને પાણીની પાસે જ ખોદેલો હોય એવો કુવો તે ચૌડ્ય આવા કૂવાનુ પાણી મધુર કફઘ્ન જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર રુચિપ્રદ અને સ્હેજ વાયડુ હોય છે

( चौड्यमुक्ता वहकूपो न बद्धो य शिलादिभि )

નદીમા જે મોટા વીરડા ખોદવામા આવે છે તેજ ચૌડ્ડી )

पानीय स्वादु कौप त्रिमलनुदनलोद्बोधि पथ्य प्रदिष्ट

शीत स्व च्छ कषाय त्वथ लघु विकिर दोषविच्छेदक्षम् ।

कैदार्यं पा वर वा जलधिजमथवा गुर्वभिष्यन्द्यपथ्य

मिश्राम्भोधेस्तु पथ्य लघुगुणममल श्रूयते शुक्रकारि ॥ २८४ ॥

કૂવાનુ પાણી સ્વાદિષ્ટ ત્રિદોષને હરનાર જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર છે નદીની રેતીમા ખોદેલા હેરડાનુ પાણી શીતળ સ્વચ્છ કષાય હલકુ અને દોષઘ્ન છે ક્યારડાનું ખાબોચીયાનુ કે ખારુ પાણી પચવામા ભારે અભિષ્યન્દિ અને અપથ્ય છે દરિયા જેવા મોટા સરોવરનુ પાણી પથ્ય છે હલકુ છે નિર્મળ છે અને તે શુક્ર વધારનાર છે એમ સંભળાય છે

प्रतिश्याय श्वास ज्वररुचिविबन्ध सतिमिर

ग्रहण्या गुल्मार्ता व्रणजठरहिक्काप्रभृतिषु ।

शृत तोय शस्त मरुति बहुपित्ते कफगदे

क्रमादेवैकद्वित्रिलवपरिहीन सखकरम् ॥ २८५ ॥

---

१ जीवन जीविना जीवो जगत्सर्व तु तन्मयम् ।
अतो त्यन्तया सुझो न क्वचिद्वारि वारयत् ॥

મ ખમ મ તાન રેચ લીધો હોય ત્યારે આખનું તેજ અતિક્ષિણ થતું હોય ત્યારે સંગ્રહણીમાં શુ મમા મથુ ઉ ૨ રોગ હેડકી વગેરે રોગોમાં ઊભેળેનુ પાણી શ્રેષ્ઠ છે વાયુના રોગોમાં પિત્તના રોગોમાં અને કફના રોગોમાં અનુક્રમે એક ભાગ બે ભાગ અને ત્રણ ભાગ ઉકાળતા બાળી રાખેલુ પાણી પીવુ હિતાવહ છે

प्रसूनकुसेरधिवासितानि वलक्षमृत्स्नाकरकस्य[1] खण्डै ।

नवीनमृतकुम्भमृतानि भाम्म ग्रीष्मे यथेच्छ पिब र पयासि ॥२८६॥

ગ્રીષ્મઋતુના માથાફોડ તાપમા ફુલ સહિત દાડમની ડાળના નાના નાના કકડા પાણીના નવા માટલામા રાખી મૂકી તે પાણી યથેચ્છ પીવામા લેવુ સ્વાસ્થ્ય માટે હિતકર છે

## पारदादि वर्ग

रसायन सर्वरसो विशारद पराक्रमामी भनता विहार

त्रिदोषनुयोगवहोऽतिपारद करोति कुष्ठक्षपणानि पारद ॥२८७॥

પારો રસાયન છે ષડ્રસયુક્ત છે વ્યોમવિહાર વગેરે અનેક જાતના પરાક્રમ પ્ર છે વાતપિત્ત અને કફ ત્રણેય દોષોને દૂર કરનાર છે યોગવાહિ છે રોગમાત્રના પાર એટલે અંતને આપનાર છે અર્થાત્ રોગ માત્રને તે મારી હઠાવનાર છે કુષ્ઠ રોગ જેવા ભયંકર રોગોનો ક્ષય કરનાર છે

कटुकतुवरतिक्तमुष्णवीर्यं शिथिलयति क्षणमात्रता विर धम्

क्रिमिपवनकफक्षयोगकुष्ठ प्रभृतिषु पूजितमालपामि गन्धम् ॥२८८॥

ગંધક કટુ ાય નિક્ત ઉષ્ણ વીર્ય અને વિ ધને ક્ષણમાત્રમા ભેદી નાખનાર છે અને કૃમિ વાતરોગ કફ ક્ષયરોગ ભયંકર ચામડીના રોગો વિગેરે રોગોમા પ્રશસ્ત છે

स्थाली चोनमृदुत्थिता तदुपरि स्फोता त्रिपादा तत

पात्रे पूरितकोकिल च चपक तत्रापि ग धरतत ।

युजास्य चपक त्रिदण्डयवसतौ किंच त्रिदण्डयास्तिरो

धान सादपग्न हरततुल्ततो यन्त्रस्य सर्वोदय ॥ २८९ ॥

कफपित्तहर नेत्र्य हल्लास वर कुष्ठजित् ।

प्लीहामवातदरद दरद सरमीरितम् ॥ २९० ॥

હિંગળોક કફ અને પિત્તને હરનાર છે આંખને હિતકર છે મોળ આવતી હોય તો તેનુ શમન કરનાર છે તાવ અને ચામડીના રોગોને ત તનાર છે બરોળ અને આમવાતનો નાશ કરનાર છે અને ગર છે

अभ्र स्वादु हिम कषायमुरुव्याधिजदायतन-

मग्निप्लीहविषक्रिमीन् प्रशमयत्यायुष्कर गुरुत्वम् ।

---

૧ કરકનો અર્થ દાડિમવૃક્ષ પલાશવૃક્ષ બ લદ્ર । કોવિદારવૃક્ષ કમંડલુ મસ્તીકાર્ડ ક ક્ષ કસુમો ઇત્યાદિ થાય છે જુઓ વૈદ્યક શ દ સિંધુ

तद्भस्म प्रमदाशतं रमयति प्रौढप्रभावं नरं

कुर्यान्मृत्युभयं निय ठति सुधातु य गुणैः स्यात्परम् ॥ २९१ ॥

અભ્રક મધુર હિમ અને કષાય છે ઉ રના રોગો ત્રિદોષ વ્રણ ગ્રંથિ ભરોગ વિષ કૃમિ વગેરેનું શમન કરનાર છે શુક્લ છે અને આયુષ્ય વધારનાર છે અભ્રક ભસ્મના સેવનથી સો સ્ત્રીઓ સાથે ભોગ ભોગવવા જેટલી શક્તિ શરીરમા આવે છે પુરુષને પ્રૌઢ બળાવવાળો તે બનાવે છે મૃત્યુના ભયને ટાળે છે ગુણમાં અમૃતતુ ય છે

स्निग्धमुष्णकटुकं सकषायं कच्छुकुष्ठहरणं हरितालम्

श्लेष्मपित्तमुखरोगविषाघ्नं सन्निगृह्य कुरुते करतालम् ॥२९२॥

હરિતાલ સ્નિગ્ધ ઉષ્ણ કટુ અને કષાય છે ખસ-ખુજલી ચામડીના રોગોને હરનાર છે કફ અને પિત્તના રોગો મુખરોગ વિષ અને રક્તદોષને શાંત કરનાર છે

व्रण ज्वराधोगमहोपदंशकासघ्नसर्वैरी शतमल्लसंज्ञ ।

पित्तास्रधारी पुरुषार्थकारी बलं विधत्ते शतमल्ल तुल्यम् ॥२९३॥

સોમલ વ્રણ જ્વર અધોગ ઉપદંશ ખાસી વગેરેનો દુશ્મન છે સોમલ રક્ત અને પિત્તને વધારનાર છે પુરુષાતન આપનાર છે સો મ લના જેટલુ બળ વધારનાર છે

मरुत्चलासज्वरमान्द्यकासश्वासार्तिदद्रुव्रणशैत्यहारि ।

वितीर्णकामस्मृति मल्लतैलं मानप्रमुदा नलिकाऽत्र यन्त्रम् ॥२९४॥

સોમલનુ તેલ—તામ્રમુદ્રા થકી નલિકાયંત્રમા કાઢેલુ—વાત કફ જ્વર અગ્નિમાંદ્ય કાસ શ્વાસ દદ્રુ વ્રણ અને શૈત્ય—એ બધા રોગોને હરનાર છે કામ અને સ્મૃતિ ન ઢેને તે હરનાર છે

असृक्कफश्वासविषघ्नभूत चातुर्थकक्ष्वेडपुर सराणाम् ।

गुर्वी गदानां चतुराननेन मनःशिलाऽकारि मनःशिला सा ॥२९५॥

મનઃશીલ રક્તદોષ કફ શ્વાસ વિષ ભૂતની બાધાઓ ચોથીઓ તાવ વગેરે રોગોને હણનાર છે

બ્રહ્માએ આજ કારણથી ભારે રોગો માટે જ તેને ભારે બનાવી છે (મનઃશિલ વજનમા ભારે હોય છે )

उष्णा कषाया कफवातपित्त व्रणास्रवीसर्पक्लिासहन्त्री ।

सङ्कोचयित्री स्मरमंदिरस्य स्फटी स्फुटाम्भक्षिरुजं भनक्ति ॥२९६॥

ફટકડી ગરમ તુરી કફ વાત પિત્ત વ્રણ વીસર્પ પ્રમેહ કોઢ વગેરેને હણનાર છે યોનિ સંકોચ કરનાર છે પાણીથી ફટકડી આંખની વેદના હણનાર છે

उत्फुल्लिका बलासक्रिमिशोथामानं सहतो तुष्टम् ।

कटुतिक्तभावजुष्टं किं कष्टं नैव हन्ति कङ्कुष्ठम् ॥२९७॥

ઉત્ફુલિકા —યોગસુધાનિધિમા આના લક્ષણો નીચે મુજબ આપેલા છે —

" घना मान निरोधत्व श्वासकासादिसभव । उत्फुल्लकुक्षिभवति घनक्षीरस्य सेवनात् ॥ उत्फुल्लिका सा विज्ञेया बालानामसुहारिणी ॥ "

અર્થાત્ ધાડુ દૂધ–ભારે દૂધ પીવાને લીધે બાળકનુ પેટ ભારે આફ્ગયલુ માનમ પડે મસણી ઉપડે ત્યુ અતિશય હાફ઼ા કરે પેટ ઉગ્નના કરે આ રોગનુ નામ ઉત્ફુલ્લિકા ખાસી કૃમિ શોથ આધ્માન વગેરે રોગોને રેવચીનીનો સાગ જેને 'સાગેગ્વન' તરીકે ઓળખવામા આવે છે છે તે નાશ કરે છે, ઉમાગેરેવન કટુ અને નિક્ત છે અને એનુ કયુ દુખ છે કે જેને ઉમારેરેવન હણતુ નથી ?

उपदशव्रणशमन प्रचण्डपूयास्रशोधन दक्ष ।

मृतधातु जीवयति त्व य कश्य शशगावा ॥ २९८ ॥

ઓદાર અથવા મુડ ।સિંગ ઉપ શની ચાદાને રૂઝવનાર છે ઉપ શની ટાકી અથવા ચાદીમાથી પ્રચડ પરુ વહેતુ હોય તો તે પણ મુડ ।સિંગ લગાવવા અને શુદ્ધ કરીને ખાવાથી બધ થઈ જાય છે ઓદાર મૃત ધાતુઓને જીવાડે છે ચામડીના રોગોને તે મટાડે છે એનાથી વાળ વધે છે[1]

स्निग्ध हिम स्वादुरस कषाय पथ्य दृशा गैरिकधातुयुग्मम् ।

पित्तास्रहिक्काकफवान्तिवेग हालाहलाहृति मता सदाहान् ॥२९९॥

ગૈરિકયુગ્મ ( પાષાણ ગૈરિક અને સ્વર્ણગૈરિ અથવા ગેરૂ અને સોનાગેરુ ) સ્નિગ્ધ હિમ મધુરસ યુકત કષાય છે આખને હિતકર છે રકતપિત્ત હેડકી કફ ઉલટી વિષ અને દાહ–આ તમામ રોગોને હણનાર છે

कटु स्वादुतिक्त हिम रक्तपित्त हुताशपद बुद्धिद बोलमुक्तम् ।

अपस्मार सूत वर स्वेदकुष्ठत्रिदोषापह गर्भगेहस्य शोधि ॥३००॥

હીરાબોળ કટુ મધુરતિકત અને ઠડુ છે જઠરાગ્નિને સતેજ કરનાર છે અને બુદ્ધિ વધક છે ફેફરુ સુતિકાજ્વર પરસેવો કુષ્ઠ અને ત્રિદોષને હરનાર છે ગર્ભાશયનુ શોધન કરનાર છે

रत्नानि सर्वाणि विलेखनानि स्वादूनि शीतानि कषायकानि ।

सराणि नेत्र्याण्य तिमगलानि दारिद्रदुष्टग्रहनाशनानि ॥३०१॥

બધી જાતના રત્નો ( હીરા માણેક વૈદૂર્ય પોખરાજ સ્ફટિક નીલમ ગોમેદ વગેરે) લેખન કરનાર છે આખોને હિતકર છે મગલકારી છે ગરીબાઇ અને દુષ્ટ ગ્રહનો નાશ કરનાર છે

शातो रुक्ष चित्तदोषघ्नु गीतो रक्तस्तम्भी दान्यकारी द्विजानाम् ।

हेम्नासाक साधितोऽनीरराप्य श्लक्ष्ण शाण शस्यत काऽप्यकीर ॥३०२॥

---

[1] ઓ દાર લોકો લોકો ખૂબ વાપરે છે

ઓ દારની વૃદ્ધિ અને તેના વાપર માટે જુઓ રસનાગ સાગરમા પ્રકાશનાક તો નૂતના (પ્રથમમ્) પાકની ટીકા (ભાગ ૨ તે ૬ ૧૬) કલ્પની ચર્ચા માટે જુઓ મહાગુજરાત વધપત્રિકા સપ્ટેમ્બર ૧૯૩૪મા મારા લેખ

રાતાગર્નુ અકીક શીત અને રુક્ષ છે માનસિક રોગોમા ઉપયોગી મનાય છે ગ્મનુ સ્તભન કરનાર છે દાતો મજબૂત કરનાર છે સોના સાથે અકીકને મીલાવીને વાપરવાથી તે અતિ વૃષ્ય છે વાના કામમા લક્ષ્ણ અકીક જ વપરાય છે

શિશિરતર વિપાકમધુર તુવર રુચિર

હૃદયગમ દુરિતદારિ મહાવલદમ્ ।

નયનહિત મતિસ્મૃતિવિભાકરણ ક્નર

વિષગરલક્ષયત્રિમરશાપવર્મિ જયતિ ॥ ૨૦૩ ॥

સોનુ અતિ ઠડુ છે વિપાકમા મધુર છે સ્વાદમા તુરુ છે સુદર અને હૃદયગમ છે અનિષ્ટને હરનાર છે બુદ્ધિ સ્મૃતિ અને પ્રભાને કરનાર છે તાવ વિષ ક્ષય ત્રિદોષ શોષ અને ઉલટીને હરનાર છે

ઘ ય વૃષ્ય શિશિર લેખનમમ્લ વિપાકત સ્વાદુ ।

પિત્તાનિલપ્રમહાન્ હરત સ્નિગ્ધ સર રજતમ્ ॥ ૨૦૪ ॥

ચાદી બલ આપનાર વૃષ્ય ઠડી લેખન અને અમ્લ છે તેનો વિપાક મધુર છે પિત્ત વાયુ પ્રમેહને હરનાર છે સ્નિગ્ધ અને સર છે

અમ્લ પાકે કટુ લઘુસર સૂક્ષ્મનતુ યથાઘ્ન

તિક્ત તામ્ર તુવરમધુર રોપણ લેખન ચ ।

પિત્તશ્લેષ્મશ્વસનકસનક્લેશકુષ્ઠ ન્વરાશા

પાણ્ડુસ્વેદક્ષયમયમર નાશયત્સામ્લપિત્તમ્ ॥ ૨૦૫ ॥

તાબુ વિપાકમા અમ્લ છે કટુ છે લઘુ અને સર છે શૂલ કૃમિ અને કૃમિથી ઉત્પન્ન થતી વ્યાધિઓને હણનાર છે તાબુ તિક્ત તુરુ મધુર રોપણ અને લેખન છે પિત્ત કફ શ્વાસ ખાસી ચામડીના રોગો જ્વર હરસ પાડુરોગ પરસેવો ક્ષયરોગ અને અમ્લપિત્તનો નાશ કરનાર છે

મધુરતુવર તિક્ત રુક્ષ સર શિશિર ગુરુ

ક્ષિપતિ ગુદજાકુષ્ઠ લોહ વિલેખન વાતલમ્ ।

પ્રહરતિ ગર મેદો મેહ કફ કૃમિસકટ

શ્વયથુદવથૂ શૂલપ્લીહૌ હલીમકસગતો ॥ ૨૦૬ ॥

લોઢુ મધુર તુરુ તિક્ત રુક્ષ સર ઠડુ અને ગુરુ છે હરસને અને કુષ્ટને હણનાર છે લેખન અને વાતલ છે ગર મેદ પ્રમેહ કફ કૃમિનુ દુખ સોજો દાહ શૂલ બરોળ હલીમક (કમળાનો ઉગ્ર પ્રકાર જેને કુમળજનો કમળો કહે છે) વગેરે રોગોમા લોઢુ ઉપયોગી છે

મેહ ક્ષપતિ યત્સમસ્તવિપદા ગહ[1] શરીર યથા

સદ્યો યદ્ગુણભાસ્કરસ્ય પુરત ખદ્યોતવત્ દ્યોતત ।

1 ગોનોરીયાની [illegible] લેખકે આ પદ્યદ્વારા સરસ રીતે વ્યક્ત કરી છે

श्वास ज तुहलीमकौ विजयते त्रास बलास भणा
त्क गम्भीरगुण न यच्छति रजा रङ्ग सर गञ्जनम् ॥ ३०७ ॥

બગ (કલાઈ) તમામ દુ ખોનુ જે ઘર છે એવા પ્રમેહરોગને હણનાર છે જેના ગુણ–સૂર્ય આગળ શરીરના તમામ રોગો આગીયા માફક ઝાખા પડી જાય છે બગ શ્વાસ હલીમક શ્વાસ અને ખાસીને હરનાર છે સર છે અને તમામ દુ ખોનો નાશ કરનાર છે

बगोपमगुणो नागो युक्त्या सतनसेवित
नागाधिक बल दत्ते हन्ति मेह निश्चित ॥ ३०८ ॥

નાગ (સીસુ) પણ કલાઈના જેવા જ ગુણવાળુ છે યુક્તિપૂર્વક જો નાગ (ભસ્મ)નું સેવન કર્યું હોય તો હાથીથી પણ વધુ બળ આપનાર છે અને ખાસ કરીને પ્રમેહને હણનાર છે

जसद हिमतिक्तकषायरस कफपित्तविकारविनाशकरम् ।
श्वसन कसन नयनार्तिसख सहलीमकमेहमपि क्षिपति ॥ ३०९ ॥

જસદ ઠડુ તિક્ત કષાયરસયુક્ત કફ પિત્તના વિકારોનો નાશ કરનાર છે શ્વાસ કાસ આખના રોગો હલીમક પ્રમેહ વગેરેને હણનાર છે

स्वर्णमाक्षिक स्वादुरस सतिक्त स्वर्यं च वृष्य च रसायन च ।
शोफक्षयाशर्विमलप्रमेह बस्त्यर्तिकुष्ठ प्रसते सकण्डु ॥३१०॥

સુવર્ણ અને રૌપ્ય માક્ષિક બ ને મધુરરસયુક્ત સ્વરને ઠીક કરનાર વૃષ્ય અને રસાયન છે સોજો ક્ષય હરસ વિષ પ્રમેહ બસ્તિની વેદના ચામડીના રોગો ખુજલી વગેરેને હણનાર છે

रसे कटुक्षारकषायशीत हृद्य सर वामक लेखन च ।
विषार्तिकुष्टाश्मविलासपामा पित्तानि तुच्छानि करोति तुत्थम् ॥३११॥

મોરથુથુ કટુ ક્ષારયુક્ત કષાય શીત આખને હિતકર સારક વામક અને લેખન છે વિષની બાધા કુષ્ઠ પથરી ખસ–ખરજવા પિત્ત વગેરેનો પરાજય કરનાર છે.

तुत्थ कटाहकुम्भे तदुपरि वसन ततोऽपि रचय चराम
पूरय कटाहमद्भि तद तरर्कं निरीक्षस्व ॥ ३१२ ॥

મોરથુથાને લોઢાની કઢાઈમા રાખવુ (બારીક ચૂર્ણ કરીને) એની ઉપર વસ્ત્ર મૂકવુ એની ઉપર ત્રિફલા પાથરવી પછી કઢાઈને પાણીથી ભરી દેવી અ તરનો અર્ક પછી જુઓ [ મોરથુથામાથી અર્ક બનાવાનો આ પ્રકાર છે હું બ રાબર આ વિધિ સમજી શકતો નથી બા ગ ]

कटुकमहिम तिक्त छेदि क्षयक्षपण कफ—
निमिगरदपस्मारोन्माद प्रमेहभराश्मजित् ।

क्षयश्च जठर श्वासार्शोहृल्लीमकमूत्ररुक्
निविडसिक्ता कुष्ठ व य निहन्ति शिलाजतु ॥ २१२ ॥

શિલાજિત કડુ ઉષ્ણ તિક્ત છે ન ક્ષયને નાશ કરનાર ક્ક કૃમિ વાયુ અપસ્માર ઉન્માદ પ્રમેહ અને પથરીને જીતનાર છે સોજો ઉદર શ્વાસ હરસ હલીમક મૂત્રના રોગો પેસાબમાં જતી રેતી ચામડીના રોગો વગેરેનો નાશ કરનાર છે શિલાજતુ શક્તિવર્ધક છે

सौरक्षारो मलतृष्यादिरोषी शीतस्पर्शो व्योमधूमोपयोगी ।
शखद्राव द्र यवर्गा प्रधान कृच्छ्राय मूत्रकृच्छ्रू निहन्ति ॥२१४॥

સુરોખાર સોમલ હ તાલ વગેરે ઉડનાર ચીને ઉડી જતા અટકાવનાર દ્ર૫ છે એનો સ્પર્શ ઠંડો છે ૩ખા ામા તે મ આવે છે શખદ્રાવના ોમા આ પ્રધાન દ્રવ્ય છે સુરોખાર મૂત્રકૃચ્છ્રને હણે છે

निश्वारक प्रतिश्याय प्रमेहगदगञ्जन ।
न्द्रूस्नायुकविध्वस सादरो नवसादर ॥ २१५ ॥

નિશ્વારક (મરડો) સળેખમ પ્રમેહ વગેરે રોગોનો નવસાર સંહાર કરે છે નવસાર દાદર (દરાજ) અને વાળાનો સહાર કરવામા લબ્ધ પ્રતિષ્ઠ છે

( ઇતિ હરિતાલ્યાદિ વર્ણન નામનો દ્વિતીય ગુચ્છ સંપૂર્ણ )

Regd No B 1319

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલુ

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી, ચર્ચનારૂ વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક ૨૨ — तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते। — ઑગસ્ટ
અં- ૮ — स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥ — ૧૯૩૯

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી૦ તરફથી
ઠે ભવાની રોડ મુંબાઇ-૧૪



શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
મળવનુ શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારાજ મળશે

લવાજમ રૂા ૨-૦-૦ — લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्धन्वंतरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૨ મું ] ઓગસ્ટ ૧૯૩૯ [ અંક ૮


# આયુર્વેદના ઈતિહાસમા ખાસ વિચારણીય એક હકીકત

અહીં જે હકીકતની હુ વાત કરવાનો છુ તે ખરી રીતે તો આ દેશના સસ્કૃત પાલી અર્ધ માગધી ગમે તે ભાષામા લખાયેલ અને ધર્મ તત્ત્વજ્ઞાન આયુર્વેદ વગેરેમાથી ગમે તે વિષયને લગતા સાહિત્યને લાગુ પડે છે પણ અહીં આયુર્વેદના ઈતિહાસના વિચારમા એ હકીકતને ધ્યાનમા લેવાની આવશ્યકતા ઉપર જ ધ્યાન ખેચવાનો વિચાર છે

આ દેશમા પ્રાચીનકાળમા લેખનકળા નહોતી એ પ્રસિદ્ધ હકીકત છે હરપ્પા અને મોહેંજોડેરોમાથી નીકળેલી સીલો ઉપર કાઈક નિશાનીઓ છે અને એમાથી કઈક અર્થ કાઢવાના પ્રયાસો થયા છે એ મારા ધ્યાનમા છે પણ એ નિશાનીઓને પાછળના કાળની આપણી લિપિ સાથે કશો સબધ નથી એટલુ જ નહિ પણ આ દેશના આર્યોની ભાષાનો ઘણો વિકાસ થયા પછી પ્રાચીન ઋષિ મુનિઓએ હજારોની સખ્યામા ચિરસ્મરણીય રચનાઓ રચ્યા પછી પણ સૈકાઓ સુધી એ અમર રચનાઓ લખાયા નહોતા—લખી શકાયા નહોતા એ ઐતિહાસિક હકીકત છે શ્રુતિ અને સ્મૃતિ રૂપમા જ આ ઈતિહાસ જળવાઈ રહ્યો છે વૈદિક સાહિત્ય એ શ્રુતિ અને વેદ પછીનુ ધર્મસૂત્રો ગીતા દર્શનો વગેરે સાહિત્ય તે સ્મૃતિ આ શ્રુતિ અને સ્મૃતિ બેય શબ્દો વાચવા યોગ્ય લખેલા ગ્રથોના વાચક નથી શ્રુતિ એટલે સાભળેલુ અને સ્મૃતિ એટલે યાદ રાખેલુ જે અનુક્રમે પહેલા સાભળેલુ આ શબ્દો જ વેદનુ સ્થાન પહેલુ અને સ્મૃતિનુ બીજુ છે એમ સૂચવે છે પણ વેદો અને સ્મૃતિઓ પણ ગુરુ પાસેથી વિદ્યાર્થી સાભળે અને યાદ રાખે નિરુક્ત છ આયુર્વેદ પુરાણ ઈતિહાસ આદિ વૈદિકેતર સાહિત્ય રચાવા માડયુ ત્યા સુધી હજી આ દેશમા સાહિત્ય લખીને જાળવી રાખવાની પદ્ધતિ શરૂ નહોતી થઈ એ સ્મૃતિ શબ્દ થી જ સમજાય છે

કેટલાક વિદ્વાનોના મતે ઈ સ પૂર્વે સાતમા આઠમા શતકમા લેખનકળા આ દેશમા દાખલ થઈ છે ઈ સ પૂર્વ પાચમા ચોથા શતકથી ઉતરીશુ લેખોવાળા પથ્થરો મળી આવ્યા છે અને ઈ સ પૂર્વે ત્રીજા શતકના મહારાજા અશોકના આખા હિંદુસ્થાનના જુદા જુદા ભાગમા પથરાયેલા શિલાલેખો અને સ્તભલેખો એ પ્રાચીન બ્રાહ્મી લિપિનો

મામા ય પ્રથા? દર્શાવે છે અનોકકાલીન બ્રાહ્મીલિપિમા થયેના લખાણો મામાન્ય લોકોથી વાચી શકાતા તેના જોઈએ એટલુ અશોકના લેખો ચોક્કસ સાબીત કરે છે છતા એ વખતેય કેટલી મોટા ભાગે મોઢે જ અપાતી મોટા મોટા ગ્ર થો યાદ રાખવા પડતા એ ચાક્રમ કે પોતાનો વે કે એ વેનો અમુક ભાગ બ્રહ્મચર્યાવસ્થામા બ્રાહ્મણ બટુક મોઢે કર એવો રિવાજ ઘણા બ્રાહ્મણ કુટુંબોમા તે પેઢી પ્હેના સુધી ગુજરાતમા હતો એ કદાચ ઘણાને નવાઈ ના લાગે પણ ... પ્રાન્તોમા ખાસ રીતે મદ્રાસના કેટલાક ભાગમા એ રિવાજ હજી ઠીક પ્રમાણમા ચાલુ છે

નગી આ રીતે ધાર્મિક ગ્ર થો ... બૌદ્ધ ધર્મીઓમા જ હતુ એવુ ચે ... બૌદ્ધ ધર્મગ્રંથો-ત્રિપિટિક ... વખત સુધી-ભગવાન બુદ્ધના નિર્વાણ પછી લગભગ પાચસો વર્ષ સુધી લખાયા ... હતા ... પૂર્વે ... મા પ્રથમ સિલોનમા એ ગ્ર થો લખાયા છે જો કે તે પ્હેના દોઢસો વર્ષથી એ ગ્રંથો સિલોનમા આવી ગયા હતા[૧] નતન ... કે હિંદુસ્તાનથી કોઈક બૌદ્ધ ભિખ્ખુઓ એ ધર્મના પ્રમાણભૂત ગ્ર થો મોઢે કરીને સિલોનમા આવ્યા અને ત્યા પણ પેઢીઓ સુધી ગુરુશિષ્ય પરપરાથી એ ગ્ર થોને સ્મરણમા જાળવી રાખવામા આવ્યા

પાછળથી-ઘણુ કરી ઇસ્વી પ્હેલા બીજા શતકથી જ આ દેશમા ગ્ર થો લખીને જાળવી રાખવાનો રિવાજ સામાન્ય થઈ ગયો અને જો કે વેદો અને બીજા પણ ઘણા ગ્ર થો મોઢે રાખવામા આવતા અને હજી આવે છે પણ લખેલા ગ્ર થોનું અસ્તિત્વ શરૂ થઈ ગયુ

શકરાચાર્યના ભાષ્યગ્ર થોમા શ્રુતિમાથી પ્રમાણ ટાકતા તૈત્તિરીય ઐતરેય છાદોગ્ય કે બૃહદારણ્યક ઉપનિષદ્‌મા આમ લખેલુ છે એ રીતે ભાગ્યે જ જોવામા આવે છે પણ તે તે બ્રાહ્મણ કે ઉપનિષદ્ જાણનારા આમ કહે છે કે બોલે છે ( पठन्ति आमनन्ति ) એ રીતે શકરાચાર્ય લખે છે આ દાખલો પણ એ વખતે ગ્ર થો લખાતા હોવા છતા વૈદિક સાહિત્ય વિષયમા મોઢેથી ... આપવાના રિવાજનું સૂચન કરે છે

વૈદિક કે વેદેતર પ્રાચીન સાહિત્યના પ્રાચીન ગ્ર થો રચાયા પછી સેકડો વર્ષ સુધી લખાયા નહોતા એ સત્ય સ્વીકાર્યા વગર છુટકો નથી અને હું ધારું છુ સર્વ માન્ય છે આયુર્વેદના પ્રાચીન ગ્ર થો પણ ઘણા વર્ષો સુધી લખાયા ન હોય એ જ સ્વાભાવિક છે પહેલ વહેલા ક્યારે લખાયા એ કહેવુ પણ મુશ્કેલ છે હવે બ્રહ્મા દક્ષ અશ્વિદેવો અને ઇન્દ્ર સુધીનો આયુર્વેદિક ગ્ર થોમા આપેલો ક્રમ વેદાદિ સર્વશાસ્ત્રોનુ કારણ પરમેશ્વર છે એ દાર્શનિક સિદ્ધાતનો દ્યોતક હોય એમ ગણીએ અથવા બ્રાહ્મણ ધર્મની એક પ્રાચીન માન્યતાનો નિર્દેશક હોય એમ ગણીએ પણ એમા કશુ ઐતિહાસિક તત્ત્વ નથી એટલુ સ્વીકાર્યા વગર ઐતિહાસિક વિચાર કરવાનો કશો અર્થ જ નથી એટલે એ દેવોને છોડી દઈને સંપ્રદાય ક્રમમા આગળ ચાલતા આત્રેય સપ્રદાયના મૂળ ઉપદેશક ભરદ્વાજ અને સૌશ્રુત સંપ્રદાયના મૂળ ઉપદેશક ધન્વતરિ એમને ઐતિહાસિક પુરુષ માનવામા વાધો નથી લાગતો જો કે એમનો સમય ચોક્કસ કરવો ઘણો મુશ્કેલ છે પણ અહીં મારુ વક્તવ્ય એ છે કે ધારો કે કદાચ આ ધન્વતરિ કે ભરદ્વાજનો અથવા તે પછીના દિવોદાસ કે પુનર્વસુઆત્રેયનો

[૧] જુઓ Hinduism and Buddhism vol p I 285

સમય ચોક્કસ કરવા માટે કોઇ પુરાવો મળી આવે તો પણ અત્યારે આપણી પાસ જે ચરક સુશ્રુત ભેડ કાશ્યપ નામની પ્રાચીન સંહિતાઓ છે એનો કાળનિર્ણય એથી થઇ શકતો નથી ઉપર કહ્યું તેમ જે જૂના કાળમાં ગ્રંથો નહોતા લખાતા તે કાળમાં આ આચાર્યોનું સ્થાન છે અને ચરકસુશ્રુતાદિ ગ્રંથોમાં પણ ધન્વંતરિએ કે પુનર્વસુ આત્રેયે આખો ગ્રંથ લખીને તો શું પણ તૈયાર કરીને પણ પછી શિષ્યોને ભણાવ્યો હોય એવું દેખાતું નથી પણ શિષ્ય પુછે અને ગુરુ ઉત્તર આપે એ જાતની આખા ગ્રન્થની રચના છે ચરક સંહિતામાં તો એ કરતા પણ વધારે પરિષદમાં થએલી ચર્ચાઓના રિપોર્ટો હોય એવા અમુક અધ્યાયો છે બૃહદારણ્યક ઉપનિષદમાં પણ આ પ્રકારની રચના છે વળી આખી રચના જોતા ગુરુનો બધો ઉપદેશ તથા પરિષદોના ચાલેલી ચર્ચા સાક્ષાત્ સાંભળનારે જ વ્યવસ્થિત ગોઠવીને ગ્રંથ રચ્યો હોય એવું પણ નથી લાગતું આ લીનના સમર્થનમાં દાખલા આપવા મુશ્કેલ છે પણ ભાષા વિચારો ગોઠવણની શિથિલતા વગેરે ઘણી બાબતોનો સૂક્ષ્મ ઐતિહાસિક દૃષ્ટિથી વિચાર કરતા મૂળ ઉપદેશ પછી ઘણી વખતે ગ્રંથો લખાયા હોય એમ સ્પષ્ટ લાગે છે ઉપલબ્ધ સંહિતા ગ્રંથો પ્રતિસંસ્કૃત છે અને દૃઢબલના સંસ્કર્ત્તા કુરુતે તન્ત્ર પુરાણ પુનર્નવમ્ । એ શબ્દનો વિચાર કરતા પ્રતિસંસ્કૃત તંત્રને પ્રતિસંસ્કર્તાના કાળનું સામાન્ય રીતે માનવું જોઇએ અલબત્ત જ્યાં બીજા પુરાવા ઓથી એ તંત્રનો કોઈ પણ ભાગ પ્રાચીનતર ઠરે ત્યાં એને ભલે પ્રતિસંસ્કર્તાના કાળથી પ્રાચીનતર માનવામાં આવે પણ જ્યાં એ રીતે જુના નવા ભાગોને છુટા ન પાડી શકાય અને અમુક ભાગ જૂનો છે એવું નિશ્ચિત કરવા માટે સ્વતંત્ર પુરાવો ન હોય ત્યાં સંસ્કર્તા અને તે પણ અંતિમ સંસ્કર્તાના કાળનો ગ્રંથ માનવો એ જ શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિ માટે સલામત રાજમાર્ગ છે

---

## શૃંગાવચારણ

લેખક મહોપાધ્યાય ડૉ. કાશીવિશ્વનાથ પી. વ્યાસ

વર્ષોથી અમારા એક વિદ્યાગુરુનું શિર દૂષિત થયું હતું નાના મોટા ગુમડા ફોલ્લીઓ દુઃખ એ તો કાયમ રહે એ કારણે તો એમને ત્રણ ચાર દિવસે મુંડન કરાવવું પડતું કેમે કર્યું એ મટતું જ ન હતું લોહી બગાડને એ બધું આભારી હોઇ લોહી કઢાવવાનો વિચાર ચર્ચ્યો હતો એવામાં ઉત્તર હિંદનો એક આદમી શેરીએ શેરીએ ફરી શીંગડી મૂકી લોહી કાઢીને ખસ દાદર ખરજવા જેવાં લોહી બગાડના જુના દર્દોને પણ મટાડવાની ટહેલ નાખતો હતો તેનો ભેટો થઇ ગયો એ જાતે મુસ્લીમ અને ધંધે હજામ હતો એવું એને પાછળથી સુઝતા મેં જાણ્યું આયુર્વેદનો શલ્ય વિભાગ ક્યાં ક્યાં જઈ પડ્યો છે ?

માત્ર શીંગડી મૂકીને દુઃખાતા ભાગમાથી રક્તાવસેચન કરવાની કિંમતની ચાર અને દોઢ રૂપિયા વચ્ચે ચાલતી હુંશાતુંશી રૂપિયા બેના મધ્યસ્થ ભાવે સ્થિર થઇ અને તુરત

ચારણ પ્રક્રિયામા સિદ્ધહસ્ત એ યવનાચાર્યે પોતાના શસ્ત્રકોષ Surgical bagમાથી નાનાં મોટા પાચ શીંગ–નગ કાઢયા ધોવરાવ્યા અને સાફ કર્યા છ એક આગળ લાબા હતા બીજુ એક નગ કાઢયુ પર તુ તેમા મીણ હતુ પેલા પાચમાના દરેક શીંગની ટોચે મીણની ટોપી તેણે બનાવી દીધી એક સોય વડે તે મીણની બનાવેલી ટોપીમા છિદ્ર પાડયુ દરમ્યાન પાણીનો ભરેલો પ્યાલો રામપાત્ર–શરાવ એક વાસણમા ધૂળ એક મોટા વાસણમા પાણી કપડાના કકડા એવુ મગાવ્યુ

નગાવચારણ શીંગથી લોહી કાઢવાની રીત શેશલ્યાયુર્વેદનો વિષય છે વાયુ પિત્ત અને કફથી દૂષિત રક્ત કાઢવા અનુક્રમે નગ જળો અને અલાબુ એ ત્રણ સાધનો સુશ્રુત આપે છે જળો મૂકવાનો વિધિ સુશ્રુત વિસ્તારથી આપ્યો છે નગ અને અલાબુનો અતિદેશ જ છે નગાવચારણ શોણિતાવસેકનો એક સુકુમાર ઉપાય છે

લોહી દૂષિત થતા સુપ્તદશાને પામ્યુ હોય* અથવા ત્વગાશ્રિત થયુ હોય× અને ખાસ તો વાયુથી રક્તદૂષિત થયે રક્તાવસેક માટે નગને વાપરવાનુ શાસ્ત્ર વિધાન છે

રુધિરની નિસર્ગ ઉષ્ણતાની લેપ એને સુપ્ત કરી મૂકે ત્યારે ઠડી જળો કે રુક્ષ અલાબુ કરતા ઉષ્ણ સ્વભાવના નગની યોગ્યતા રુધિર કાઢવા માટે વધારે શાસ્ત્રીય છે

પ્રાય ચામડી કરતા વધુ ઊડેથી કે દશ કરતા વધુ આગળ આવેલી લોહી ખેચવા નગ સમર્થ થતુ નથી જુઓ શાર્ઙ્ગધર —ગૃહ્ણાતિ નાશિત નગ દશાઙ્ગુલમિત બલાત્ ॥

પશુના શીંગડાંના ગુણ ઉષ્ણ મધુર અને સ્નિગ્ધ+ કેવલ શીત પાય રૂક્ષ–ખર એ વાયુના ગુણોનો વિરોધ કરે એ જોતા વાયુ–દૂષિત રક્ત કાઢવુ હોય તો નગ ઉત્તમ સાધન ગણાય કેમકે લોહી તો નીકળી શકાય અને તે પણ પ્રકુપિત દોષને શમાવે એવા સાધન વડે ! પ્રાચીન આચાર્યો કેટલા ચોક્કસ છે દરેક વિગતમા !

પછી એ યવનાચાર્યે શીંગ મુકવાની જગાએથી વાળ સાફ કરીને પાણી ચોપડયુ શીંગના મૂળ–Bas નો ભાગ પાણીવાળો કરી જગા ઉપર મૂકયુ શીંગને બીજે છેડે–ટોચે મ્હોં મૂકી હવા ચૂસવા માડી એથી આસપાસની ચામડી અને ખેચાઈને ઉચી થતી હોય એમ લાગ્યુ તાણી શકાય તેટલી ત્વચા તણાઈ ત્યા પછી હવા ચૂસવી બધ કરી શીંગ પરની મીણની ટોપીમા પાડેલુ છિદ્ર દાબી દીધુ શીંગ શરીર સાથે સજ્જડ જડાઈ ગયુ હતુ આગળીથી ટકોર મારી તેની ખાતરી કરી એમ પાચે શીંગડા થોડે થોડે અતરે ચોટાડી દીધા

ત્રણથી પાચ મિનિટ થોભીને પુરેલુ છિદ્ર પાછુ સોયથી પાડયુ અને હટાવવાથી શીંગડી ઉખેડી એટલી જગા ગુમડુ થયુ હોય એમ ઉચી તરી આવી હતી એ ઉન્નત પ્રદેશ પર પછી પાણીવાળી આગળી કરી મ્હેંદી છાંટા ઉડાડયા અને સર્જનનો અસ્ત્રો સર્જ અસ્ત્રાની છે તેની અણીથી જ તે અણીને પાણીવાળી કરીને સહેજ સહેજ થોડાક છરકા કર્યા તે છરકા એવા હળવા હાથે કર્યા કે રક્ત ચામડીના ઉપરના પડથી વધુ ઊંડા જતા ન હતા એની એ શીંગડી એની એ જગા ઉપર પાછી મૂકી હવા ચૂસી અને છિદ્ર દાબ્યુ પૂર્વની પેઠમ

* ... ઉદ્ગાદિભિ સુપ્તમ् । ... ॥ વાગ્ભટ ॥
× ત્વક્સ્થે ... ॥ ઇતિ ... વાગ્ભટ ॥
+ ... સમધુરસ્નિગ્ધ ગવાં ... પ્રકીર્તિતમ् ॥ ઇતિ શ્રીસુશ્રુત ॥

# મુંબઈના ગુજરાત પ્રાંતમાં આયુર્વેદ પ્રચાર

લેખક અ ભા મહાસમેલનના અધ્યક્ષ પ શિવશર્મા

પહેલી જુનાઇની લગભગ હુ કયા પ્રાંતની પ્રચારયાત્રા કરવી તેનો વિચાર કરી રહ્યો હતો ત્યા મુબઇથી શ્રી વામન દીનાનાથજી વૈદ્યને પત્ર આવ્યો કે કેટલાક મિત્રો અહીં ચર્ચા કરે છે કે મહામડળના અધ્યક્ષે મુબઇ તથા ગુજરાત પ્રાંત તરફ પોતાનું લક્ષ ખેંચ્યુ નથી વળી આ તરફ જનતા અને દાક્તરોમા પ્રચારની આવશ્યકતા છે

મ વળતી ટપાલે ઉત્તર લખ્યો કે હું આ વખતે તૈયાર છુ અને તે સાથે પ્રોગ્રામ કેવો રચવો તેની પણ સૂચના કરી દીધી મેં ૧૫મી જુનાનથી ૧૭ ના આ પ્રમાણે લખ્યુ હતુ જેથી એમને યાત્રાની વ્યવસ્થા માટે થોડો વખત મળે

૧૫મી જુનાઇની લગભગ શ્રી વામનભાઇનો પત્ર આવ્યો કે માર રીધુ અમદાવાદ જવુ અને ૨૫મી જુલાઇથી યાત્રાનો આરભ થશે મને અમદાવાદ વૈદ્યસભા તરફથી પણ શ્રી અબાશંકર જી ત્રિવેદીનું સભાની રજત જયતી ઉપર અમદાવાદ પહોંચવા માટે નિમત્રણ મળ્યુ હતુ મે એકનો સ્વીકાર કર્યો

એજ વખતે એક પત્ર નાગપુરથી શ્રી ગોવધન શર્મા છગાણીજીનો મળ્યો જેમા તેઓએ પચીશમી જુલાઇએ નાગપુર પહોચવાની આજ્ઞા કરી હતી મેં તેઓને પ્રાથના કરી કે એ તેજ દિવસે અમદાવાદ જવાની હા પાડી દીધી છે એટલે હવે તે દિવસે નાગપુર નહિ પહોચી શકાય તેઓનો તાર આવ્યો કે ગમે તેમ કરીને અમદાવાદ આદિની યાત્રા બધ રાખીને જરૂર આવો મે મુબઇ તથા અમદાવાદથી રજા માગી પણ બેઉ જગ્યાએથી તારો આવ્યા કે આપે વચન આપ્યા પ્રમાણે અમદાવાદ આવવુ જ પડશે બીજી તરફથી શ્રી છાગાણીજીનો બીજો તાર આવ્યો તેના જવાબમા મે તાર કર્યો કે મે ગુજરાતને પહેલા વચન આપ્યુ છે માટે આપ જો મને તેની રજા અપાવો તો હું જરૂર આવુ એ પછી નાગપુરથી મને કાઇ સૂચના ન મળી આ બધી વાત મે એટલા માટે લખી છે કે નાગપુરવાળા મારી સ્થિતિ સમજી શકે એક બે સ્થળે મા સબધમા ભ્રમ ફેલાયો હતો ઓછામા ઓછુ શ્રી છાગાણીજી સુધી આ ભ્રમ ન ફેલાય એટલા માટે આ સ્પષ્ટીકરણની જરૂર પડી છે

૨૩મી જુલાઇની સાજે હું લાહોરથી પજાબમેલમા નીકળ્યો અને ૨૫મીએ સાડા અગિયારે અમદાવાદ પહોચ્યો લાહોરથી નીકળતી વખતે મે અજમેર તાર કર્યો હતો કે જો અજમેરના વૈદ્યોની ઇચ્છા હોય તો હુ એક દિવસ ઉતરી શકુ એમ છુ પરતુ એટલા થોડા વખતમા ત્યાના વૈદ્યો કાંઈ ગોઠવણ નહિ કરી શકયા હોય એમ લાગે છે કારણ કે સ્ટેશને કોઇ આવ્યુ નહોતુ તેમ મને કાઇ જવાબ પણ ન મળ્યો

અમદાવાદના જે વૈદ્ય ભાઈઓ મને લેવા સ્ટેશન આવ્યા હતા તેઓ ઘણાખરા મને ઓળખતા હતા તેમ હુ ઘણાખરાથી પરિચિત હતો પરન્તુ તેઓ અને હું પણ એવી આખોવાળા નીકળ્યા કે મેં તેઓના મુખ સામુ જોયુ નહિ અને તેઓએ મને ઓળખ્યો

નહિ તેઓ આગળ ગાડી લેતા ગયા અને હું પાછળથી ઉતરી ગાડી કરી શહેર તરફ ચાલી નીકળ્યો

હું કોઈ વખત પહેલા અમદાવાદ ગયો ન હતો પરંતુ જાહેર ખબરો ઉપરથી મને એટલી ખબર હતી કે ગાંધી રોડ ઉપર કેટલીક ધર્મશાળાઓ હતી એટલે મેં ગાંધી રોડ ઉપર ગાડી લીધી અને ગુજરાત પ્રિંટરી સામે ઉભી રાખી શ્રી રવિશંકરજી તો ત્યાં નહોતા પણ સ્વ નારાયણશંકરજીના સુપુત્ર માધવપ્રસાદ ઉભા હતા તેઓએ મને પોતાને ઘેર રહેવા માટે નિમંત્રણ આપ્યું અને હું તેઓની સાથે ગયો શ્રી માધવપ્રસાદ વિષે બે શબ્દો કહેવા ઇચ્છું છું મને ઘણા મિત્રોએ કહ્યું હતું અને હું પણ જાણું છું કે મારી ચુંટણી વખતે શ્રી માધવપ્રસાદે મને મત નહોતો આપ્યો એટલું જ નહિ પણ બીજા મતો પણ ન મળે તેવો પ્રયત્ન કર્યો હતો બસ આટલા જ ઉપરથી એમ માની લેવામાં આવ્યું કે તેઓ મારા વિરોધી છે જો આવી આવી વાતમાં વિરોધ થયા કરતા તો મહામંડળનું થાય નથી કોઈકને તો વોટ દેવાનો જ છે પછી જેને વોટ ન આપવામાં આવે એ જો શત્રુ બની જાય તો કેમ કામ ચાલે!

શ્રી માધવપ્રસાદનો સઘળું વ્યવહાર મને પસંદ આવ્યો તેઓને મારો અનુભવ અપૂર્ણ લાગ્યો અને શ્રી સત્યનારાયણજી વિદ્યાવયોવૃદ્ધ લાગીને વધારે યોગ્ય જણાતા તેનો પક્ષ લીધો તો પછી મહામંડળના સભાપતિ પદ માટે પોતાના મતનો તથા પોતાના પ્રભાવનો સદુપયોગ કરવો એ તેઓનું તત્ત્વ હતું તેઓએ પોતાના આત્માની આજ્ઞા માનીને શ્રી સત્યનારાયણજી દ્વારા આયુર્વેદનો વધારે ઉપકાર થવાની આશા રાખી તો એમના નિર્ણયને ભ્રમાત્મક કહેવાનો મને અધિકાર છે? શ્રી સત્યનારાયણજીને આયુર્વેદની સેવાનો અવસર જ ન મળ્યો સંભવ છે કે તેઓ મારા કરતા વધારે કાર્ય કરી શકત અને તેથી મહામંડળનો વધારે ઉદ્ધાર થાત આ તો કેવળ પોતાની માન્યતા છે એમાં કટુતા કે વૈમનસ્ય માટે સ્થાન જ ન હોવું જોઇએ શ્રી માધવપ્રસાદજીએ જેના ઉપર પોતાની શ્રદ્ધા હતી તેને સાથ આપ્યો એટલું જ નહિ પણ એક સાચા લોકસત્તાવાદી પેઠે મારી ચુંટણી થયા પછી બહુમતને માન કરીને આખા વર્ષ માટે પ્રસન્નતાથી મારું નેતાપણું સ્વીકાર્યું તેઓએ મારું જે આતિથ્ય કર્યું અને તેઓ તરફ મારા હૃદયમાં જે ભાવ છે તે જો વિરોધી દૃષ્ટિકોણ વાળી પ્રત્યેક વ્યક્તિમાં હોય તો એક વાતમાં મતભેદ થવાથી ન ભરાય અથવા એમની ચુંટણી થવાથી મીત્રો છુટા ન પડી જાય

જલદી જલદી નારાજ થનારા કેટલાક ભાઇઓ થોડોક હૃદય મેળનો પાઠ શીખે એ આશયથી આ બધું મેં લખ્યું છે

અહીં હું શ્રી માધવપ્રસાદને મળવા ગયો અને બીજી તરફથી શ્રી વામન દેસાઇ શ્રી રમાશંકરજી ત્રિવેદી શ્રી ઉમીયાશંકરજી શ્રી નટવરલાલજી તથા શ્રી અનિરુદ્ધ પ્રસાદજી વગેરે વૈદ્યસભાના જે અધિકારીઓ મને લેવા સ્ટેશને ગયા હતા તેઓ નિરાશ થઈને પાછા આવ્યા

શ્રી વામનરાવજી તો મારા ઉપર ખાસ ગુસ્સે થયા હતા તેઓ હૃદયના કોમળ પણ કામ લેવામાં કઠોર છે જાતે આરામ લીએ નહિ અને બીજાઓ આરામ લેવાની ઇચ્છા

પ્રગટ ન કરે એવી આશા રાખે છે હું અને તેઓ મોટે ભાગે સાથે રહ્યા અમારી જોડી મારી નબી જ્યારે હું વૈદ્યસભાને મકાને પહોંચ્યો ત્યારે ખબર પડી કે તેઓએ મારા આવવાની આશા મુકી દીધી હતી અને લાહોર એ તાર પણ કર્યો હતો હું પહોંચ્યો એટલે તેઓનો ક્રોધ શાંત થયો જો કે એમાં મારો કાંઈ દોષ ન હતો છતાં જ્યારે અમદાવાદના વૈદ્યોના પ્રેમભાવ અને કૃપાભાવનું સ્મરણ કરું છું ત્યારે તેઓને જે કષ્ટ થયું તે માટે મારું હૃદય ક્ષમા માગે છે

**અમદાવાદ**—સભા સ્થાનમાં શ્રી એસ એમ શર્માજીના પણ દર્શન થયાં તેઓ તો અમદાવાદ વૈદ્ય સભાની રજતજયંતીના પ્રમુખ હતા હું તેમની સાથે જ ઉતારે ગયો અને ત્યાં વૈદ્યોની સંખ્યા જોઈને ઘણી પ્રસન્નતા થઈ કારણ કે શ્રી અંબાશંકર જી ત્રિવેદીના પરિશ્રમનું ફળ સામે જ દેખાતું હતું ભારતની સૌથી મોટી વૈદ્યસભા મારી સામે હતી ઘણું કરી આ વૈદ્યસભામાં સાતસોથી વધારે વૈદ્યોની સંખ્યા છે મારા ધારવા પ્રમાણે આવડી મોટી વૈદ્યસભા બીજે ક્યાંય નથી

મંગલાચરણ થયું સ્વયંસેવિકાઓએ મધુર સ્વાગતગાન કર્યું સભામાં શ્રી એસ એમ શર્માજીને સભાપતિ ચુંટવામાં આવ્યા તેઓનું ભાષણ ગુજરાતીમાં છાપેલું હતું એ ભાષણ ધ્યાનથી લોકોએ સાંભળ્યું પછી બીજા વૈદ્યોનાં ભાષણો તથા વિચાર વિનિમય થયો ક્વચિત્ મતભેદ વધારે જોર પકડે છે એવું લાગ્યું પણ સભાપતિનું નિયંત્રણ સારું હતું

પછી મને વૈદ્યસભા તરફથી અભિનંદન પત્ર આપવામાં આવ્યું જે ચાંદીના કેસમાં મુકીને અભિનંદનપત્ર આપ્યું તે જોતાં તો અહીંના વૈદ્યો પાસે ઘણું ધન હોય એમ લાગે છે એમ છતાં મોટી આયુર્વેદિક સંસ્થાઓ અહીં કેમ નથી ઉઘડતી એ સમજાતું નથી માનપત્ર સાથે જ પ્રચાર કાર્યમાં વાપરવા માટે શ્રી એસ એમ શર્માજીએ રૂપિયા સો આપ્યા આ બધો વૈભવ સંતોષજનક હતો પણ મેં તો અમદાવાદ જેવા મોટા કરોડપતિઓના શહેરમાં એકપણ આયુર્વેદિક કૉલેજ કે આતુરાલય નથી તેથી મને થયેલા દુઃખ અને અસંતોષનું ચિત્ર મારા ભાષણમાં દોર્યું ત્યાં વધારે સંખ્યામાં વૈદ્યો જ હાજર હતા એથી વૈદ્યોના કર્તવ્ય સંબંધમાં જ ભાષણ કર્યું તેઓએ શાંતિથી સાંભળ્યું અને મારા આદેશાનુસાર ચાલવાનો પોતે પ્રયત્ન કરશે એવું મને આશ્વાસન આપ્યું આયુર્વેદ વિદ્યાલય પણ અમદાવાદમાં તરતમાં ઉઘડવાનું છે એ સાંભળી મને પ્રસન્નતા થઈ

અમદાવાદમાં થોડું કાર્ય કરવું રહી ગયું જનતા અને દાક્તરોને હું મારો સંદેશો ન આપી શક્યો કારણ કે તેઓની સભા ગોઠવવામાં નહોતી આવી

અમદાવાદની રજતજયંતીને દિવસે સાંજે પ્રીતિભોજન હતું ત્યાં ફરી બધા વૈદ્યો સાથે મેળાપ થયો આ અવસરે વૈદ્યસભાએ પોતાનો જયંતી ગ્રંથ પ્રગટ કર્યો આ રજતજયંતી ઉત્સવ જો કે એક દિવસનો જ હતો પણ મહામહોત્સવ સાથે હરીફાઈ કરે એવો હતો

૨૬ મી જુલાઈએ સવારમાં નડિયાદ જવું હતું પરંતુ કાંઈક મુશ્કેલીઓને અંગે તેવી વ્યવસ્થા નહોતા કરી શક્યા અને તેઓએ ૩૦ મી જુલાઈ માગી તેઓને ૩ મી જુલાઈ આપવામાં આવી પણ ૨૬ મીનો દિવસ ખાલી રહ્યો એટલે સ્નેહી શ્રી નગીનદાસ

નસી ટના છે ના શબ્દો મને યાદ છે તેઓએ કહ્યુ કે આપણા આજનાઅતિથિના ભાષણથી એટલુ સ્પષ્ટ થયુ છે કે આયુર્વેદ નો અભ્યાસ આપણે સારી રીતે નથી કરતા આપણે કોઈ રોગીને જોઈએ ત્યાર કેવળ તેઓના રોગનું ચિન્હ આપણને દેખાય છે પરંતુ તેઓની ચિકિત્સા પ્રમાણે પ્રત્યેક રોગીને ખાસ જુદો પાડીને તેને તે રોગ અને તેના દેશ કાળ બળ વય પ્રકૃતિ વગેરેથી સયુક્ત રૂપમા જોઈ ઉપચાર કરવો જોઈએ

વૈદ્ય ભાઈઓ હુ તેઓના શહેરમા ગયો તેથી પ્રસન્ન થયા હતા જ્યા સુધી માગ જવાથી સ્થાનિક વ્યક્તિઓ સતુષ્ટ થાય ત્યા સુધી મે ઉપર સમય ગાળવો ખટકે નહિ

**ઝાડેશ્વરનુ આયુર્વેદિક આતુરાલય**—અહીંથી ચાર પાચ માઈલને છેટે એક ગામમા કે જે શહેર કરતા વધારે દૂર લાગે છે ત્યા આયુર્વેદિક આતુરાલય છે થોડાક રોગીઓ માટે ઇનડોર ચિકિત્સા માટે પણ વ્યવસ્થા છે ત્યા માત્ર નિરીક્ષણ કર્યુ ચા પીવામાં થોડીક વ્યક્તિઓ સાથે હતી તેઓ સાથે આયુર્વેદની સ્થાનિક ઉન્નતિ ઉપર થોડીક વાત વાતચિત થઈ

ભરૂચની ખાસ સ્મૃતિ શ્રી બાપાલાલજીની છે તેઓ નવયુવક વૈદ્ય છે કાઇક ભારી પ્રવીણ છે એના ઉત્સાહથી ભરૂચમા કંઈક કાર્ય થવાની આશા છે

**સૂરત**—૨૮ મી જુલાઈની રાતે બાર વાગે સૂરત પહોચ્યા (ગોઠામથી કાઇક જુદે વખતે) ત્યા તમા પણ વૈદ્યોનુ વિશેષ રાગ દેખાય કે ત્યાના મોટા મોટા શેઠીઆઓને પોતાની સાથે લઈ તે ત્યાના વિદ્યાવયોવૃદ્ધ પ્રમુખ શ્રી બાલકૃષ્ણ રત્નેશ્વર પાઠકજી સ્ટેશને અર્ધી રાતે પણ આવી પહોચ્યા હુ આગલે દિવસે એ સાથે સાત કલાક સુધી બોલીને આવેલો હતો ખૂબ થાકી ગયો હતો સવારથી પાછુ કામમા લાગવાનુ હતુ એટલે મે સૂરત વૈદ્યસભાને હાર્દિક ધન્યવાદ આપતા સાથે અરજ કરી કે જો કંઈ કાર્ય ન હોય તો સ્વાગતને ન લઈ રાતે મને સુવાની વ્યવસ્થા કરી આપવામા આવે તો હુ સવારે ઉઠીને કાઈક કાર્ય કરી શકુ મારે રહેવા માટે તાપી નદીને કાંઠે સૂરતથી બણ માઈલ છે તે તાપી બ્રહ્મચર્યાશ્રમમા ગોઠવણ હતી ત્યાના અથાગ પરિશ્રમી અને ત્યાગમૂર્તિ સ્વામીજી પણ એ વખતે આશ્રમના બધા વિદ્યાર્થીઓ તથા અધ્યાપકોને જાગતા રાખીને મારી વાટ જોતા હતા મારે માટે તેઓએ આટલુ કષ્ટ વેઠયુ તેથી મને ખેદ થયો પરંતુ તેઓતો ખૂબ પ્રસન્ન હતા શ્રી વામનભાઈએ કાંઈ દુગ્ધપાન વગેરે કર્યું હશે હુ તો સ્વામીજીના દર્શન કરીને સૂઈ ગયો

**તાપી બ્રહ્મચર્યાશ્રમ**—બધા સવારે ઉઠવાવાળા હતા હુ પણ ઉઠ્યો કારણ કે સૂરતનો કાર્યક્રમ કાંઈક લાંબો હતો પહેલુ તો સૂરતના મુખ્ય સભ્યો બ્રહ્મચર્યાશ્રમમા જ આવી ગયા તેઓએ સૂરતમા આયુર્વેદ પ્રચારના સબધી સૂચના દેતા મેં કહ્યુ કે તાપી બ્રહ્મચર્યાશ્રમ કેવી રીતે જમીનના એક નાના ટુકડામાથી વિશાળ સસ્થારૂપમા પરિણામ પામેલ છે તેમા પણ આયુર્વેદ વિભાગ વિશેષ પ્રગતિ કરી રહ્યો છે ત્યાર્થી મે સ્વામીજીની આજ્ઞાથી આયુર્વેદ સબધમા વીસ કે ત્રીસ મિનિટનું ભાષણ કર્યુ એમા આપણી ઉન્નતિ કઇ રીતે થઈ શકે તે વિદ્યાર્થીઓ તથા અધ્યાપકોને બતાવ્યુ પછી આયુર્વેદ વિભાગનું વિશેષરૂપથી અને બીજા વિભાગોનું સામાન્ય રીતે નિરીક્ષણ કર્યું આ આશ્રમનો આયુર્વેદ

વિભાગ ખરખર બીજા વિભાગો તા શાસ્ત્રતાથી ઉન્નતિ કરી લીધો છે મને તો લાગે છે કે પાચ છ વર્ષમ એક પ્રથમ શ્રેણીનુ વિદ્યાલય આ બની જશે

આ પછી હુ સુરત આવ્યો શ્રી મણિલાલજીએ મને કેળાપીના વેપારી શ્રી દામોદરદાસ ચુનીલાલને ત્યા ઉતાર્યો ત્યાથી હુ સીધો વઢમભામા ગયો અહીં હજના વૈદ્ય સમેલનની બેઠક ખાસ માર પરોચના ઉપર રાખી હતી અહીં મેળાવડો પણ ઘણો ઉત્સાહજનક હતો અમદાવાદથી લગભગ બધા મહારથીઓ પધાર્યા હતા અહીં ધન્વતરિ પૂજન કર્યા પછી વદ્યભાઈઓનું સમાન કરવામા આવ્યુ બન્ને થી આવેલા વદ્યા હુનહારો તથા સ્વાગત રીતિથી સત્કાર ગ્વામા આવ્યો ગૌોના ભાષણો થયા પછી મારૂ ભાષણ થયુ પછી આ ભાષણ કેનગ વધી મારે હતુ કારણ કે અહીં બીજા લોકો તો હતા નહિ વદ્યભાનુ સમાન આટલુ સારુ હોવા માટે નભાને ધન્યવાદ આપ્યા પછી આ નગરના ધનાઢ્ય વહેરમા એક પણ આયુર્વેદિક વિદ્યાલય કે આતુરાલય ન હોવા માટે એ પ્રગટ કર્યો અગત્યના અને આયુર્વેદના ભવિષ્યનિર્માણ માટે વદ્યાનુ કર્તવ્ય એ ઉપર થોડુ બોલ્યો આ સભા પૂરી કરીને થોડો આરામ લીધો

પછી સુરતના પ્રસિદ્ધ વનિતાભવનનું નિરીક્ષણ કર્યું મિસિસ ગોરા જે ત્યા ઈ ચાર્જ છે તે લાહોરના નન બાબનની સુપુત્રી છે હું તેના સ્વભાવ અને કાર્યથી પ્રસન્ન થયો પરતુ આવડી મોટી સંસ્થામા આયુર્વેદનો સર્વથા અભાવ જોઈ મને દુ ખ થયો નામામમા અનેક સ્થાનોના નિરીક્ષણનો સમાવેશ હતા પણ મેં બીજી પ્રધાન સંસ્થાઓ જ જોઈ અને તેમા આયુર્વેદનુ સ્થાન ન જોતા મને જે અસંતોષ થયો તે સમાજની એ વીક મિટીંગમા જાહેર કર્યો

સુરતની પબ્લીક મિટિંગ ત્યાના સૌ લક્ષ્ય હોલમા હની હોલ ભરાઈ ગયો હતો પ્રમુખ ત્યાના અગ્રગણ્ય એડવોકેટ અને લેજીસ્લેટીવ એસેમ્બલીના સભ્ય શ્રીયુત દસાઈ હતા ત્યા પણ મારે લગભગ કલાક સુધી ભાષણ આપવુ પડ્યુ જેના અતમા મે આયુર્વેદના પ્રચાર માટે મોટી મોટી સસ્થાઓ ઉભા કરવાની ત્યાની ધનાઢ્ય જનતાને અપીલ કરી સભા પૂરી થયા પછી પોતાની મોટરમા બેસતા શ્રીયુત દસાઈ બોલ્યા હતા કે શુ આવા વદ્ય કે દાક્તર સુરતમા પણ છે?

મિટિંગ પછી થોડો વખત હવા ખાવા માટે સુરત ની મિશન લાઈન તરફ ફરવા ગયા ફ્રેંચ પોર્તુગાલ તથા ડચ સમયના સ્થાપેલા નાના નાના ઐતિહાસિક સ્મારકો જોયા થોડી ઠડી હવા માથાને અડતા કાઈ નહિ તો અશિક્ષિત જનતા આ શુ બોલી બોલીને માથુ ઉડી રહ્યુ હતુ

નડીઆદ—ગતના બેએ સુરતથી નીકળી સવારે સાડાપાંચે નડીઆદ પહોચ્યા સ્ટેશને શુ ગલાલ નાથાલાલ આવ્યા હતા અમને તેઓ પોતાને ઘેર લઈ ગયા શ્રી શુ ગલાલજીના વિષયમા બે શબ્દ લખવાની મને જરૂર જણાય છે જે થોડી વ્યક્તિઓનો પ્રભાવ મારા ઉપર પડેલો છે તેમાના તેઓ એક છે તેઓ ગભીર અને આયુર્વેદના ઉચા વિજ્ઞાનના પડિત અને નિઃસ્વાર્થ વિચાર છે જો પોતાના જેવા સુશીલ મનુષ્યો ઠેકાણે ઠેકાણે હોય તો આયુર્વેદની ઉન્નતિ ઘણી શીઘ્રતાથી થઈ શકે તેઓના જ પરિશ્રમથી નડીઆદમા મહાગુજરાત આયુર્વેદ ગ્રામાર્થી નીને મહાગુજરાત આયુર્વેદ વિદ્યાલય ચાલે છે મુંબઈ સરકારે રૂ એક હજારની વાર્ષિક મદદ આ સસ્થાને આપવાનું મંજુર કર્યુ છે તથા શરૂઆતમાં

એ વખતને માટે સારી રમ્મ આપી છે શ્રી સુંદરજી જીને મળીને મને ખાસ લાભ થયો એમ હું માનુ છુ

જોકે નડીઆદમા કામ તો થોડુ હતુ પણ શ્રી સુંદરલાલજી સાથે સવારમા જે વાતો થઇ તેને બધા ભાવ ગ્રતા હુ મહત્ત્વની ગણુ છુ અમે આયુર્વેદની રક્ષા તથા તેના ભવિષ્યવિ ધ્યાનપૂર્વક બધી વાતચિત કરી પછી વિદ્યાર્થીઓના નિવાસસ્થાનમા વિદ્યાર્થીઓ સાથે મેળાપ તથા ચર્ચા કરી એ ચર્ચામા કેટલુક બાકી રહી ગયુ તેનો જવાબ સભામા આપવાનો નિશ્ચય કર્યો

વિદ્યાર્થીઓના અતિથિ સત્કારનો સ્વી । કરીને તેઓની સંસ્થા મહાગુજરાત આયુર્વેદ વિદ્યાલય જોવા ગયા હુ ઉપર કહીજ ગયો છુ કે આ સંસ્થાનો ઔષધિસંગ્રહ તથા પાઠક્રમ આદિ સંતોષજન છે મુમ્બઈ સ ।રે જે પ્રાથમિ રૂપીઆ આપ્યા છે તેમાથી શબચ્છેદગૃહ વગેરે બધાય છ મ્યુનિસિપ ન હસ્પીતાલના બધા ખાટલા આયુર્વ ને મળે એવો પ્રયત્ન શ્રી સુદરલાલ જી રી રહ્યા છે જે મોટા ડાક્તર હસ્પીતાલના ઓફિસર છે તેને આ માગણીમા સહાનુભૂતિ આપવા મે તથા સુદરલાલજીએ મમ ન ા છે ત્યા મ થઇ જો એવી આશા છે એથી જનતા વિદ્યાર્થીઓ અને આયુર્વ ત્રીઓનુ ભનુ થશે

પછી વૈદ્યોને મળ્યો પછી પબ્લીક મીટીંગમા ગયા આ મીટીંગમાં એ વિશેષતા હતી ભાષણ શહેરના સૌથી મોટા લેકચર હોલમા હતુ હાજરી પણ ખૂબ હતી પરંતુ પા સભાના પ્રમુખ તરીકે અમેરિકન દાક્તર શ્રી ઓ ડીચને શ્રી સુંદરલાલભાઈએ પસંદ ર્યા હતા તેઓને મારા ભાષણ ઉપર એટલો બધો વિશ્વાસ હતો કે અમેરિ ડૉ ઓ ડીચ (Dr oldrich) ઉપર પણ મારી અસર થશે એમ તેઓ માનતા હતા શ્રી વામનરાની પણ એવી આશા હતી કે કોઈ પણ રીતે અયુર્વ ઉપર દાક્તર પ્રમુખ થાય છે તે ા ાની જનતાને બતાવી આપવુ મે માગણી બનતો પ્રયત્ન કર્યો હિંદી અને અંગ્રેજી બેઉમા બોલવુ પડ્યુ મારા ભાષણનો વિ ય જીવનનુ રહસ્ય હતો મ એ વસ્તુ આયુર્વેદાનુસાર સ્પષ્ટ રી તેની ાક્તરી સિદ્ધા તો સાથે તુલના રી તેની જે અસર થઈ તે આયુર્વેદ માટે હિતકર હતી કારણકે મારા ભાષણને અંતે પ્રમુખ તરીકે ડા ઓલ્ડ્રીચે જે ભાષણ કર્યુ તેના છે ના શબ્દો નીચે પ્રમાણે હતા —

We look to Ayurved for solving the mystery of life

અર્થાત્ જીવનના રહસ્યના ઉકેલ માટે અમે આયુર્વેદ તરફ જોઈ રહ્યા છીએ

શ્રી સુંદરલાલભાઈને પણ પાર સંતુષ્ટ જોયા ત્યારે મે મારો પ્રયાસ સફળ માન્યો સૌનો આગ્રહ હતો કે મારે ત્રણ દિવસ વધારે ત્યા રોકાવુ પણ આગળ જવુ જ હતું એટલે સાંજના આઠ વાગે ત્યાથી નીકળી રાતના સાડાદશે ફરી અમદાવાદ પહોંચ્યા

રાતના અગીઆર બજે શ્રી અબાલા ર ઉમિયાશંકરજીના મકાને પહોંચ્યા તેઓ બધાય અમારી વાટ જોઈને બેઠા હતા અને ભોજન કુ નહોતું મારા મનમા અંદાજ થયો કે હવે જમ્યા વગર છુટકો નથી તેમા ય્હા શેઠ એમ હતા રાતના પોણાબારે ઘડીઆળ પીરસાઇ વામનભાઈ કહેવા લાગ્યા કે અગીઆર રાત ગયા પછી ભોજન ન કરવુ જોઈએ ? હ ર મે તપોને વિનતિ રી કે પ ર મિનિટ હજી જવાદો મો ડેલું થી જો દિવસ થઈ જશે અને તમે સનાતની ભોજન કરીએ છીએ એમ સમજીને ભોજન કરજો આ રીતે અમે ૩૦ મી તારીખે ભોજન કરવાનો આરંભ કર્યો અને ૩૧ મીએ ભોજન પૂરું કર્યુ

**પાટણ**—૩૧ મી જુલાઈએ છ વાગે અમદાવાદથી ચાલીને બાર વાગે પાટણ પહોંચ્યા. પાટણની આયુર્વેદિક કૉલેજ હજી સુધી ગુજરાતની સૌથી મોટી કૉલેજમાં મનાય છે પણ હજી તે વિશાળ સંસ્થા નથી થઈ. નડીઆદના વિદ્યાલયની પેઠે એને પણ હજી ઉન્નતિ અને પ્રસાર કરવાની જરૂર છે. પાટણના વિદ્યાલયમાં ચાર કે છ ખાટલાની ગોઠવણ છે. શ્રી નાગરજીભાઈ જેઓ ત્યાંના મુખ્યાધ્યાપક છે તેઓ પ્રયત્ન કરતા હશે તો સંસ્થાની ઉન્નતિ જરૂર થશે.

પાટણની મીટીંગ આયુર્વેદિક કૉલેજમાં જ થઈ. મોટે ભાગે અધ્યાપકો અને છાત્રો જ હતા. થોડા દાક્તરો અને રાજકર્મચારીઓ પણ હતા. પાટણ વડોદરા રાજ્યમાં છે. રાજ્યની શાળાઓના ઇન્સ્પેક્ટર મીટીંગના અધ્યક્ષ હતા. તેઓને મારું ભાષણ સર્વથા સંતુષ્ટ ન કરી શક્યું એમ લાગે છે. કારણ કે એમણે પોતાના ભાષણમાં આયુર્વેદની ઉન્નતિ ઉપર વધારે ભાર મૂક્યો. પરંતુ વૈદ્યો અને દાક્તરોને સંતોષ થયો.

**મહેસાણા**—બપોરે બે વાગે પાટણથી નીકળી મહેસાણા પહોંચ્યા. ત્યાં શ્રી વામનભાઈએ મારો ચાર્જ શ્રી અંબાશંકરજી ત્રિવેદીને સોંપી દીધો. કારણ કે આ ગુજરાતનું છેલ્લું સ્ટેશન હતું. આગલા દિવસથી કાઠીઆવાડના પ્રોગ્રામનો આરંભ હતો. અને કાઠીઆવાડમાં શ્રી અંબાશંકરભાઈનું વિશેષ જોર હોવાથી એમને મારી સોંપણી કરી શ્રી વામનભાઈએ અધુરા ભાષણમાંથી જ ગાડી પકડવા માટે ચાલવા માંડ્યું.

મારી ગુજરાતની યાત્રા પણ અહીં પૂરી થઈ. ગુજરાતને કરેલા સ્વાગત આતિથ્ય સત્કાર માટે હું તેનો આભારી છું. પરંતુ પ્રત્યેક સ્થળે ઇચ્છા ન હોવા છતાં ચા દુધ પીવરાવવા તથા ભોજન કરાવવું એથી મને ગભરામણ થતી. ઇંગ્લંડમાં જ્યારે હોટેલમાં પણ ભોજન મળવું મુશ્કેલ હતું ત્યારે અહીં તો દરેક વખતે ખાવાનું હતું. તે વિષે મને ગાજે મહેસાણામાં ૧૧ વાગે રાતે વીરમગામમાં અને રાતના બે વાગે વઢવાણમાં ભોજન કરવું જ પડ્યું. હું અકૃતજ્ઞ નથી પણ આ પ્રથા બંધ થઈ જાય એવી મારી હાર્દિક ઇચ્છા છે.

**કાઠીઆવાડનો પ્રવાસ**—**વઢવાણ**—રાતના બે વાગે વઢવાણ સ્ટેશને એ વૈદ્યો સ્ટેશને આવી પહોંચ્યા અને ભોજન વગેરે ખવરાવીને જ શાંત થયા. વઢવાણ પ્રોગ્રામમાં ન હતું પણ ત્યાં રાતના બે કલાક સુધી ગાડી ઉભી રહે છે એટલે શ્રી અંબાશંકરજીની સૂચના મળતાં ત્યાં વૈદ્યભાઈઓ રાતના બે વાગે સ્ટેશને પહોંચ્યા. લગભગ અર્ધો કલાક સુધી તેમની સાથે આયુર્વેદની પરિસ્થિતિ ઉપર વાતો કરી.

સવારે સાડા આઠે મોરબી પહોંચ્યા. મોરબીના વૈદ્યોએ ભારે સ્વાગત કર્યું. મને સ્ટેટના ગેસ્ટહાઉસમાં ઉતાર્યો. મોરબી રાજ્ય કાઠીઆવાડના મોટા સંસ્થાનોમાંનું એક છે. ઉન્નતિશીલ અને ધનસંપન્ન છે. એનો પોતાનું બંદર પણ છે. તેને પોતાનું કારખાનું પણ છે. રસ્તાઓ અને દૃશ્ય ઘણાં સુંદર છે. પહેલાં રાજવંશના મકાને વૈદ્યોની મીટીંગ અને પાર્ટી થઈ. વૈદ્યો આગળ મારું વક્તવ્ય કહી હું પાછો ભોજન માટે ગેસ્ટહાઉસમાં ગયો. ત્યાંથી પબ્લીક મીટીંગમાં ગયો. મીટીંગના અધ્યક્ષ રાજકુમાર હતા. રાજ્યના દીવાન તથા બીજા કર્મચારીઓ પણ હતા. મારે આયુર્વેદના પક્ષમાં જે કહેવાનું હતું તે સવા કલાક સુધી કહી બાકીનો અર્ધો કલાક વૈદ્યોના મનમાં જે મુંઝવણ હતી તેનો ઉકેલ કરવામાં ગાળી જેટલી બની શકી તેટલી આયુર્વેદની વકીલાત કરી. ભાષણને અંતે શ્રી રાજકુમાર તરફથી દીવાને

આયુર્વેદને મહામતા કરવાનું વચન આપ્યું અને ૭ આયુર્વેદિક ડીસ્પેન્સરીઓ અત્યારે પણ રાજ્યે ઉઘાડી છે એ વાત કરી

તા૦ ૪જી મોરબીથી ચાલી તા૦ ૫મીએ રાજકોટ પહોંચવું હતું પરંતુ કોણ જાણે કેમ કાંઈક મોડું થઈ ગયું અને બાર વાગ્યા સુધી ન ચાલી કે શું થયું! રાજકોટના વૈદ્યોને મળીને તથા અમારો બધો સામાન ત્યાંના પ્રખ્યાત ચિકિત્સક શ્રી ભાણજી મૂળજીને ત્યાં રાખી તથા ત્યાં સાધારણ ખાનપાન કરી અમે સીધા ગોંડલ પહોંચ્યા રાજકોટમાં મીટીંગ રાતે હતી એટલે ગોંડલ પહેલાં જઈ આવી પછી રાજકોટ આવ્યા પછી પબ્લીક મીટીંગ રાખવી એમ નક્કી કર્યું

ગોંડલ—ગોંડલમાં અમે સીધા રસશાળામાં પહોંચ્યા શ્રી જીવરામ કાલિદાસના નામથી કોણ પરિચિત ન હોય? ગોંડલની પ્રસિદ્ધ રસશાળા તેઓની યોગ્યતા અને પરિશ્રમનું ફળ છે તેઓએ થોડા વૈદ્યોને રસશાળામાં એકઠા કર્યા હતા ગમે તે કારણથી હો પણ શ્રી જીવરામ કાલિદાસને મેં આયુર્વેદ મહામંડળથી ખૂબ અસંતુષ્ટ જોયા મને ઘણો ખેદ થયો આવો ઉચ્ચકોટિનો વિદ્વાન ભારતવર્ષની મુખ્ય સંસ્થાથી છૂટો રહે એમ હું ઇચ્છતો નથી પછી મેં તપાસ કરી તો ખબર પડી કે એક વખત એવાં કારણો બની ગયાં હતાં કે શ્રી જીવરામજીનું મહામંડળ તરફ અસંતુષ્ટ થવું સ્વાભાવિક હતું ભૂલ મહામંડળના જ કોઈ કર્મચારી તરફથી થઈ હતી એ વાતોને હવે ભૂલી જવી એ જ સારું છે આ વર્ષે હું મહામંડળનો અધ્યક્ષ છું આવતે વર્ષે કોઈ બીજો હશે વ્યક્તિ બદલાયા કરે છે પણ માતૃસંસ્થા એની એ જ રહે છે છતાં પણ મહામંડળ તરફથી જે ભૂલ થઈ છે તે માટે શ્રી જીવરામજીની ક્ષમા માગું છું તેઓ ઉદાર છે જરૂર પોતાની યોગ્યતા અને પોતાના સહયોગનો ફરી મહામંડળને લાભ આપશે

ગોંડળના વૈદ્યો સાથે ખાસ તો શ્રી જીવરામભાઈ કાલીદાસ સાથે વર્તમાન આયુર્વેદિક સમસ્યાઓ ઉપર વાતો કરી પાછા રાજકોટ આવ્યો ચાલતી વખતે શ્રી જીવરામજીએ રસશાળા તરફથી રૂ ૨૫ ભેટ આપ્યા

રાજકોટ—સાંજના છ વાગે રાજકોટ પહોંચ્યા રાજકોટની મીટીંગ કાઠીઆવાડની મોટામાં મોટી મીટીંગ હતી ત્યાંના કોલેજની પ્રિન્સિપાલે સ્વાગત ગાન ગાયું પચાસથી વધારે સ્ત્રીઓ અને લગભગ ૫૦૦ પુરુષો સભામાં હતા ત્યાંની કોલેજના પ્રિન્સિપાલ સભાના અધ્યક્ષ હતા અંબાશંકરજીએ આશા કરી કે આજે રાતે અહીં આરામ લેવો છે માટે સ્વરૂપજીને વખત લે તે અને લોકોના હૃદયમાંથી આયુર્વેદ તરફની શંકાઓને કાઢી નાખે તે

અઢી કલાકથી વધારે વખત સુધી ખૂબ જોરથી બોલ્યો પછી તો મારું ગળું થાકી ગયું ઘણા લોકો તો વધારે સાંભળવા આતુર હતા રાતના સાડા અગીઆર વાગે મીટીંગ પૂરી થઈ પ્રમુખે ઉપસંહારમાં કહ્યું કે અહીં લોકમાં આયુર્વેદ પરત્વે કહેવું અસંભવ જેવું છે હવે અમે નમ્ર બની ગયા છીએ અને આયુર્વેદનો વધારે વિનયથી ને વિચારથી અભ્યાસ કરશું

બીજી ઓગસ્ટે સવારના ૭ વાગે રાજકોટથી નીકળ્યા ચાલતી વખતે વૈદ્યરાજ ભાણજી મૂળજીએ મેં ચાદીની રકાબીમાં રૂ૦ પચીશ ભેટ આપ્યા રસ્તામાં સરધારમાં થઈને આવ્યા સરધાર અમદાવાદની વૈદ્યસભાના મુખ્ય કાર્યકર્તા શ્રી અંબાશંકરજી ત્રિવેદીનું જન્મ સ્થાન છે ત્યાં થોડીવાર ઉતરી ચાપાણી લઈ પાન ખાઈ આગળ ચાલ્યા કાઠીઆવાડમાં પાનથી કોણ બચી શકે?

ડીસે ટરી ) સાનિપાતિક અતિસાર ( એસોનરીડીસે ટરી ) અથવા ગ નનોડ બુખાર–કે અભિન્યાસ વગ ( મેરીનો પાઇનલ રીગ ) જેવા વ્યાધિમા વદ્યને કોઈ બોલાવતુ નથી આનુ મ ણ આયુર્વેદિક વદ્ય આ તીન વ્યાધિની ચિકિ મા નથી રી ; તો મે નથી પણ સમાજને આવા રોગો માટે આધુનિક વદ્ય ઉપર વિશ્વાસ નથી

અને આ અવિશ્વાસનું ર ણ એ છે કે મારમ્ભિક વ્યા નમા આપણને પાશ્ચાત્યોએ જીતી લીધા છે અને આપણી ગુલામી મનોદશા માપ ા નિમ્નના મગાનહાલાને ઉપર મ્હી તેવી સ્થિતિમા મુરઘના હાથમા સોપવાની આડે આવે છે

અહીં પશ્ચિમ જગતમાં લડાઈ માટી નીમ્ળવાને લીધે પર રી વા ખાસ કરીને જે દવાઓ પરદેશમા બનતી હોય તે અત્યારે વિરલ થઈ પડી છે એ ખાસ નોધવી જોઈએ પણ એમ છતા આપણા દેશીનાઈ મો એલોપથિક ક્તરોની સલાહ લે અને પરદેશી દાગોની અતિ ભાર કિંમત ખરચે છે નો ટેરીન ઈમીટીન કોરમાઈન કેમ્પોનન વગેરે વાઓ કલકત્તાની મ નગમા લડાઈ પહેનાના ભાવ કરતા બમણા ત્રમણા ભાવે આ દેશમા આર્થિક મોધારત હોવા છતા વેચાય છે અહીં એક હકી ત નોધવી અસ્થાને નથી કે ૧૯૧૪ના મહાયુદ્ધ વખતે યારે પરદેશી દવાઓના લગભગ અભાવે ધવાને મુકની દીધા હતો ત્યાર જે પ્રખ્યાત ફાર્માસ્યુટિકલ કારખાનાઓનો આ દેશમા ઉદ્ભવ થયો છે તેનાથી આ કોયડાનો ઉકેલ થતો નથી કહેવાતા ભાગ ફાર્માસ્યુટિકલ કારખાનાઓ પ દેશથી આવેલી દવાઓને નાટલીઓમા ભરનાર તથા ઉપર પોતાનું લેબલ ચોડનારથી વિશેષ નથી અને આ પરદેશી દવાઓ મોટેભાગે આપણા શત્રુ રાજ્યોમાથી આવે છે

જો આપણે ક્તર મિત્રો તરફ જોઈએ છીએ તો તેઓ દયાપાત્ર સ્થિતિમા આવી પડેલા છે ચિકિત્સાના ક્ષેત્રમા શોધખોળની બડીમડી વાતો હવે ચાલે તેમ નથી આપણી સરકાર મોટા પગારવાળા શોધખોળના પડિતોને પાળવામા કરોડો રૂપિયા ખરચે છે પણ આ શોધખોળથી આપણા દેશને શુ ભનુ થયુ ? એ પ્રશ્ન અહીં પૂછવામા માર્ત ખોટુ છે ? એલોપથિક દા તરો પોતે પણ સમજે છે કે પોતે પરદેશી દવાઓના કેનવાસરથી વધારે કશુ નથી જે રોગો આપણા દેશમા ભારે મનુષ્ય નાશ રે છે તેવા રોગો માટે એક બે અકસીર દવાઓ શોધી કઢવા સિવાય કહેવાતા શોધખોળના પડિતોએ કાંઈ કર્યું નથી એટલુ જ નહિ પાશ્ચાત્ય વદ્યક જગતના સ્ય રોગો પણ આ દેશની પીડિત જનતાને રોગ મુક્ત કરવા માટે કશુ કર્યુ નથી

વળી દવાઓના અભાવના આ દિવસોમા આપણા દેશભાઈઓ પોતાના મગજ વહાલા માટે આયુર્વેદિક ચિકિ સકની સલાહ લેવા કરતા મરવાનું વધારે પસ દ કરે છે કારણ કે એલોપથિક દા તરની સમાન કક્ષામાં આયુર્વેદિક ચિકિત્સક ગણાતો નથી અને એના ઉપર એટલો વિશ્વાસ પણ નથી મારા ધધાભાઈઓને આ પ્રશ્નનો તોડ તેવી રીતે નીકળે તેનો વિચાર કરવાની સચના કરુ છુ આપણા શાસ્ત્રોના લુપ્ત થયેલા ખજાના આપણે શી રીતે શોધી શકીએ આપણા દેશના દૂરતમ ખૂણાના ગામડા સુધી આપણી ચિકિત્સાપદ્ધતિ શી રીતે પહોચે ? પરદેશી દવાઓને મોઘારતના આ જમાનામા આપણા ભાઈઓમા જ પોતાના મિત્રો—આયુર્વેદિક વૈદ્યોની સલાહ લેવાની બુદ્ધિ શી રીતે ઉત્પન્ન

થાય ? વગેરે પ્રશ્નોનો વિચાર કરવાની જરૂર છે મારા મત બીજા બધા પ્રશ્નો કરતા ઉપરના પ્રશ્નોનો આપણે ગંભીર વિચાર કરવો જોઈએ કારણ કે આ પ્રશ્નોના તો ઉપર આધુનિક આયુર્વેદીયોના ઉદ્ધારનો આધાર છે

આધુનિક વૈદ્યની ઉપર કહેલી મુશ્કેલીઓ દૂર કરવા માટેની થોડી સૂચનાઓ નીચે કરૂં છુ પહેલુ તો આયુર્વેદીય શિક્ષણસંસ્થાઓમા અપાતા આયુર્વેદીય શિક્ષણની જે દુર્દશા છે તે ઉપર મત અધ્યાપકોનું તથા ખાસ કરીને આયુર્વેદીય કોલેજો તથા સ્કૂલોના અધ્યક્ષોનુ ધ્યાન ખેંચુ છુ મારા મતે તો સંસ્કૃતનું મધ્યમા પરીક્ષાની યોગ્યતા જેટલુ જ્ઞાન જેને હોય નહિ તેવા કોઈ વિદ્યાર્થીને દાખલ ન કરવો એમ જ મારા વિરોધીઓ આયુર્વેદીય શિક્ષણ દેશીભાષા દ્વારા આપવાની ગમે તેટલી હિમાયત કરે પણ મારી તો ખાત્રી છે કે સંસ્કૃતના સામાન્યજ્ઞાન વગર આયુર્વેદનો કોઈ વિદ્યાર્થી પોતાના અભ્યાસને પૂરો ન્યાય ન આપી શકે વળી પાઠ્યક્રમ એવો ઘડાવો જોઈએ કે આયુર્વેદના આઠે અંગોનો અભ્યાસ થાય-ખાસ કરીને કાયચિકિત્સા શલ્યશાલાક્યચિકિત્સા અને પ્રસૂતિતંત્રનો સપૂર્ણ સમાવેશ થવો જોઈએ સૈદ્ધાન્તિક તથા વ્યાવહારિક એમ બન્નેનું જ્ઞાન વિદ્યાર્થીને મળે એવી ગોઠવણ થવી જોઈએ જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં શારીરના શિક્ષણમા શવચ્છેદની વ્યવસ્થા હોવી જોઈએ મારા મત પ્રમાણે પાશ્ચાત્ય વૈદ્યકશાસ્ત્રના ભાગોને દાખલ કરીને આયુર્વેદનો વિસ્તાર કરવાનો પ્રશ્ન ખરેખર કરતો હોય તો બીજી કોઈ શાખા કરતા આયુર્વેદની શારીરવિદ્યામા પાશ્ચાત્ય એનેટોમીના ભાગો દાખલ કરવામા એ વધારે સ્થાને છે આ લક્ષ્યબિંદુ નજરમા રાખીને હમણા હમણા ચરકસુશ્રુતના શારીરસ્થાનોની એનેટોમી માથી વિચારો લઈને જેમા સ્પષ્ટતર વ્યાખ્યા કરવામા આવી હોય એવા સરસ ગ્રંથો લખાયા છે આ ગ્રન્થોને આયુર્વેદિક અભ્યાસક્રમમા દાખલ કરી શકાય

બીજુ થોડા વખતથી અમુક અધ્યાપકોમા સામાન્ય સંસ્કૃત શિક્ષણ માટે ટોલમા વપરાતી પદ્ધતિ પ્રમાણે આયુર્વેદ શીખવવાનું વલણ જોવામા આવે છે તેઓ વ્યાકરણ વૈજ્ઞાનિક ગ્રંથોને નહિ પણ સાહિત્ય કે વ્યાકરણના ગ્રંથો શીખવતા હોય તે રીતે ચરક સુશ્રુત વાગ્ભટ શાર્ઙ્ગધરનો પણ પાઠ આપે છે ખરી રીતે આ શાસ્ત્ર આયુર્વેદિક અધ્યાપન તો એવુ હોવુ જોઈએ કે જેમા સૈદ્ધાન્તિક ભાગો સાથે એની વ્યાવહારિક ક્રિયા (યોગકારણ) પણ શીખવવામા આવે આ માટે આપણી પાસે સારૂં હર્બેરીઅમ સાધનસંપન્ન રસશાળા (જેમા પારાના વિવિધ સંસ્કારો તથા ધાતુઓના શોધન મારણ વગેરે થઈ શકે) જેમા વનસ્પતિના ખનિજના અને આયુર્વેદિક યંત્રોના નમૂનાઓ રાખેલા હોય એવું સંગ્રહસ્થાન પ્રાકૃત અને વિકૃતશારીરસભારનુ સંગ્રહસ્થાન તથા શિક્ષણમા ઉપયુક્ત બીજા ઉપકરણો હોવા જોઈએ પણ સૌથી વધારે જરૂર તો જેમા દરદીઓના ખાટલાઓવાળી ઈસ્પીતાલ અને બાહ્ય રોગીઓની ચિકિત્સા માટે ધર્માર્થ ઔષધાલય હોય જ્યા નાડીપરીક્ષા અને વિવિધગર્ભ યુક્ત પચકર્મ ઉપર ખાસ ભાર આપીને વિદ્યાર્થીઓને રોગ નિદાન અને ચિકિત્સાનું પ્રત્યક્ષ શિક્ષણ આપવામા આવે તેમજ પથ્યવિધિ આતુર પરિચર્યા પ્રસૂતિ પરિચર્યા શસ્ત્રોપચાર અને શિશુ પરિચર્યાનો જેમા સમાવેશ હોય એવી આતુર શાળા હોવાની છે

ત્રીજુ ઓલ ઈંડીઆ મેડીકલ કાઉન્સીલના ધોરણ ઉપર આયુર્વેદિક કાઉન્સીલની સ્થાપના કરવી જોઈએ આ બાબતમા પણ આપણે નિરૂપાય છીએ કારણકે દાક્તરો ઉપર

છે એ જ રીતે દધિવર્ગ અને તક્રવર્ગ આપી શકાય. લઘુ મૂત્રવર્ધન નાડીવર્ધન અને સમુદ્રશોષણતૈલમાંથી કોઈ પણ યોગના માટે અપાય. પથ્યમાં માનમંડ (?) યોગક અને દવા એનું નામ કરે છે.

(૬) જલોદર — ઉદર રોગના શાસ્ત્રોક્ત આઠ પ્રકારમાં જલોદર એક છે. આ રોગમાં આયુર્વેદીય ચિકિત્સા હજી વિશેષ (સ્પેશીએલીસ્ટ) ગણાય છે. અને અનુભવમાં મેં ઘણા એલોપથિ ડાક્તરોને આ દુષ્ટરોગમાં પોતાના આયુર્વેદીય મિત્રોની સલાહ લેતા જોયા છે. સ્નેહપાન, અનુવાસન, વમન, વિરેચન અને નિરૂહણના દુરૂપયોગથી જલોદર કેવી રીતે થાય છે એની વિગતમાં ઉતરવાની જરૂર જોતો નથી. પણ પાશ્ચાત્ય વૈદ્યના રોગવિજ્ઞાન (પથોલોજી)માંથી આ રોગના નિદાનમાંથી બે વાતો ઉતારવા ઇચ્છું છું. તેઓ કહે છે કે જલોદરમાં અંતર વ્યાઘાત થઈને ઉદર ગુહા (Peritoneal cavity)માં પાણી ભરાય છે અને સામાન્ય રીતે યકૃતના સંકોચ પછી આ સ્થિતિ થાય છે. આ રોગને તેઓ અસાધ્ય માને છે અને જલોદરના દરદીઓને ડાક્તર મિત્રો નિરાશ થઈને છોડી દે છે. સગાળામાં આપણો નાનામાં નાનો ભાઈ પણ જલોદરના કેસ દરદીઓને સુધાર્યાનો ગર્વ તો ખુશીથી કરી શકે. સાધારણ રીતે આ દર્દ ઉપર આપણે પર્પટી આપીએ છીએ. અને તે પણ ક્રમ વૃદ્ધિ હાનિ માત્રામાં. જે ઉપગત રસપર્પટી, સ્વર્ણપર્પટી, લોહપર્પટી, પંચામૃતપર્પટી અને વિજયપર્પટી વપરાય છે. આમાંથી કોઈ પણ પર્પટી વાપરનારને નીચેની સૂચના કરવી જોઈએ. પર્પટી લેનાર દરદીએ ટાઢ, ટાઢી હવાનો ઝપાટો, સૂર્યનો આકરો તાપ, ક્રોધ અથવા બહુ ચિંતનથી દૂર રહેવું જોઈએ. પથ્યમાં નિયમિત રહેવું અને સખત મહેનત કે વ્યાયામનો ત્યાગ કરવો જોઈએ. આખા શરીરે શીતળ જળથી સ્નાન ન કરવું જોઈએ. પથ્યમાં આ ગાયનું દૂધ અને ખૂબ ઉકાળેલા ભાત પૂરતી સાકર સાથે લેવા. તરસ જો અસહ્ય તરસ લાગે તો લીલા નાળીએરનું પાણી અથવા કાકમાચી (પીલુડી?)નું પાણી આપી શકાય. શરૂઆતની પર્પટીની માત્રા બે રતિ રાખવી અને ક્રમશઃ એક એક રતિ વધારતા દશ રતિ સુધી પહોંચાડવી અને પાછી તે એ રતિ માત્રા ઘટાડતા મૂળ બે રતિની માત્રા સુધી પહોંચી જવું. આ રીતે ક્રમ વૃદ્ધિ હાનિવાળા પર્પટીના પૂરા પ્રયોગ માટે એકવીસ દિવસ જોઈએ અને મોટા ભાગના દરદીઓ આટલા વખતમાં સુધરી જશે.

અહીં મારે એક વાત કહેવી જોઈએ. સગાળામાં અમે અગ્નિમાંદ્યવાળા જલોદરના દરદીને પર્પટી આપીએ છીએ. પણ જલોદરના દરદીને સખત મલાવરોધ હોય તો પુનર્નવાષ્ટકક્વાથ, નવાયસલોહ, પંચામૃતલોહ મંડૂર, પુનર્નવા મંડૂર અને તે જાતના ઔષધો આપીએ છીએ.

જલોદરચિકિત્સામાં પાણી કાઢી નાખવાનો વિધિ (Paracentesis કે tapping) તો પાશ્ચાત્યોને તેનું સ્વપ્ન પણ આવ્યા પહેલા આયુર્વેદીઓના જાણવામાં હતો. જેમ પશ્ચિમમાં જ આ પહેલા ઈસ્વીસનના સૈકામાં વિચાર જ કર્યો હતો. સુશ્રુત ચિકિત્સાસ્થાન (અ. ૧૪ શ્લોક ૨૨થી ૨૪) માં આ રીતના ઉપયોગનો ઉદ્દેશ આપ્યો છે. નાભિની ડાબી બાજુમાં નીચેથી ચાર આંગળ નીચે ઉદરમાં વ્રીહિમુખયંત્રથી અંગુષ્ઠ જેટલો વાઢ પાડવા અને તેમાં કલાઈ કે સીસા એવી ધાતુની બનાવેલી બે મોઢાવાળી નળી દાખલ કરીને ઉદર ગુહામાંથી

ખરાબ પાણી કાઢી લેવું વળી સુશ્રુત કહે છે કે બધું પાણી ન કાઢી નાખવું મરણ કે એથી વ્યાપત્તિ થવાનો વખતે મરણનો ભય છે

અહીં આપણે કહી શકીએ કે વ્રીહીમુખ યન્ત્ર એ આધુનિક ascites trocar and cannulaનું આદિરૂપ છે વળી મારે એ પણ કહેવું જોઇએ કે પાશ્ચાત્યો ઉપર પારાની સિદ્ધ (Synthetic) બનાવટો જેવી કે Salyrgan અને Nava ural જે જળોદરની ચિકિત્સામા ઉત્તમ મૂત્રલ સિદ્ધ થઈ છે તે મારે ચોક્કસ આયુર્વેદ જાણી છે પર્પટીની મહા શક્તિથી જર્મન ઔષધ બનાવનારાઓ પ્રેરિત થઈ ગયા હશે તેઓએ ઉપર કહેલી એ દવાઓ પુષ્કળ શોધખોળ કરીને શોધી કાઢી [1] એ દવાઓ ખરેખર ભારે મૂત્રલ છે પણ એથી લાલાસ્રાવ વગેરે ખરાબ અસર પાડ્યાથી થાય છે ત્યારે પર્પટીના ઉપયોગથી એવું કશું બનતું નથી

(૬) ગ્રહણી—આ રોગને જુના મંદાગ્નિ અથવા Tabes Mesenterica સાથે સરખાવી શકાય આ રોગમા પહેલા આપણે વત્સ(?) ગ્રહણી કપાટ પીયૂષવલ્લી ગ્રહણીગજેન્દ્ર સર્વાંગસુંદર બહત્ લવંગાદિ મહારાજ નૃપવલ્લભ ગ્રહણી કપાટ વગેરેનો ઉપયોગ કરીએ છીએ આ દવાઓથી જો ગુણ ન થાય તો રસપર્પટી અથવા સુવર્ણપર્પટીનો ઉપયોગ કરીએ છીએ સાધારણ રીતે ગ્રહણી રોગમા પણ જનોને પડે ક્રમ વૃદ્ધિ હાનિ માનામા ઉપયોગ કરીએ છીએ કેટલાક વૈદ્યો એ ગતિની ચાતુ માનામા પર્પટીનો ઉપયોગ કરે છે આમા પાણી અને મીઠાના પ્રતિબંધ જેવો સખ્ત પથ્ય નિયમ નથી અને પર્પટી સાથે બીજી દવાઓ વાપરે છે

(૭) આમ વાત પાશ્ચાત્ય વૈદ્યના Acut rheumatic fever સાથે આમ વાતને ખુશીથી સરખાવી શકાય બેયમા પીડા સાથે તાવ હોય છે સાંધાઓમા સોજો હોય છે અને તે સોજો એક સાંધામાથી બીજા સાંધામા ફરે છે ગોઠણના સાંધાઓ વધારે પકડાય છે આ રોગની અસર પણ હોય છે જેને પરિણામે હૃદય ઉપર કદાચ અસર થાય છે

રોગ વિજ્ઞાનની દૃષ્ટિએ આમરસ વધારે પડતો એકઠો થવાથી આમ વાત થાય છે દરદીના દરદવાળા ભાગ કે ભાગોને જોવાથી આ વસ્તુ તરત દેખાશે અને એ કારણથી જ આપણે આમરસને બહાર કાઢી નાખવાની તથા પાચનની ચિકિત્સા કરવી જોઇએ શરૂઆતમા અમે રાસ્નાસપ્તક ક્વાથ બૃહત્ વાત ગજાંકુશ લક્ષ્મી વિલાસ રસ બાણરસ વૈશ્વાનર ચૂર્ણ મહારાસ્નાદિ વગેરે દવા આપીએ છીએ તેમ પછી રસમાણિક કે લક્ષ્મી વિલાસને બદલે રસોનપિંડ અને યોગરાજ ગુગળ શરૂ કરીએ છીએ તેમજ રાસ્નાસપ્તકને બદલે રાસ્ના દશમૂલ ક્વાથ આપીએ છીએ રસ મહાવાતુકા (?) અથવા સરગવાની છાલ આદુ અને ખોપાનો નેટ મેથી સુજેલા ભાગ ઉપર લગાડવાથી સોજો અને પીડા ઓછા થશે દરદીને શરદી ન લાગવા દવી જોઇએ અને તેણે ગરમ કપડામા વીંટાઈ રહેવું જોઇએ દરદીને ગરમ પાણી પીવા આપવું એરંડીયા તેલથી કે જુલાબથી રેચ માફક લાવવો પછી સ્વ પસંદના ગુગળનું સારી અસર કરે છે હૃદયરોગનો જો ઉપદ્રવ થાય તો

[1] આ હકીકત યથાર્થ હોય તો મારા મતે અભિમાન લેવા યોગ્ય નહિ પણ શરમાવા યોગ્ય છે કારણ કે એટલા વખતમા પર્પટીના શોધક રસ શાસ્ત્રીઓના વારસ એવા આપણે શું કર્યું ?

તંત્રી આ ત્રિ

તેની ચિકિત્સા કરવી પણ એ સ્થિતિમા પરિણામ ગભીર બનવાનો ભય રહે છે એમ સારૂ આવે એ માટે ગોખરૂનાના તૃણપચમૂન વાથ આપવો

(૮) મ મૂર્ચ્છા સ યાસ Blood-pressor—પાશ્ચાત્ય નવા પદ્ધતિ પ્રમાણે નીચેના કારણોથી Hyperpiesia મુખ્ય લક્ષણ ગમ્ય નાગો આ રોગ થાય છે ત ાના ાા ભાગની સકોચ શક્તિ મહાધમનીમા વધારે પ તા રક્ત ાનો ન રક્ત વાહિનીઓની સ્થિતિ સ્થા સ્થાની સ્થિતિ નાની રક્તવાહિનીઓ ધમનીઓની દિવાલોનો પ્રતિરોધ એટના ભાગની થાય છે ગમા રક્તવાહિનીઓની દિવાલોનો પ્રતિરોધ ા કરતા વામનિયનું માણ એનું નામ બ્લડ પ્રેશર કહતું ાણ રોગ સ્થિતિમા હમેશા સ્થિર ાથી હોતું ાણ વ્યાયામ અને નાડીા ામા ગડ ડ થવાથી કરતુ રહે છે માગા ા ાા ુ ે તતનુ અતિ સંકોચ જન્ય (Systolic) અને વિસ્ફા ભજ ય (Dyostolic) બન્ને રોગના વર્ગનમા પાશ્ચાત્યો પ્હેલી જાતનાને numerator અને બીજી તતનાને denominator કહે છે અંગ્રેજીમા એક કહેવત છે કે માણસ પોતાની રક્તવાહિનીઓની ઉમર પ્રમાણે ઘર છે આ રીતે બ્લડ પ્રેશર પરિવર્તી છે જોઈ શકાય છે સાધારણ રીતે એમ કહી શકાય કે સ્ત્રીની ઉમરમા નેવુ ઉમેરવાથી Systolic pressure નીકળે છે અને તેમાથી એક તૃતીયાશ બા કર વાથી diastolic pre sure ની છે છે ા ત ચાળીશ વની ઉમરના માણસનું diastolic pressure ૮૫ અને Systolic ૧૩ હોવુ જોઇએ બે જાતના માણ વ ચેતા જે ફેર તેને નાડીનુ દ ાવ હે છે અને એ ાણ ૪ —૫ થી વધારે હોય તો એ ગભીર વિ ર ગણાય ે લક્ષણ અનેક સ્થિતિમા ઉત્પન થાય છે જેમા નીચેના મુખ્ય છે (૧) ાા અલિ (Ventricle)ની ખગ ા સ્થિતિ (Hypertrophy) થી (૨) મુ ય Hyperpiesia આ સ્થિતિનુ ાણુ અજ્ઞાત છે પણ એથી વાહિનીઓમા તથા મનપિંડમા ફેરફાર થાય છે જેને પરિણામે વૃક્કશોથ (Chronic nephritis) થાય છે ( ) વૃકરાગથી (૪) કેટલી જાતના Atrteriosclerosisથી (૫) અસવી ધ થી ઓની વિ તિથી (૬) મગજની અ રની જે સ્થિતિથી મગજમા દ ાણ વધે તેથી (૭) મેદવૃદ્ધિથી પા ાત્ય ચિકિત્સકો બ્લડ પ્રેશરને સ્ફીગ્મોમેનોમીટર નામના યત્રથી માપી જુએ છે

ચરક સૂત્રસ્થાનના વિધિ શોણિતીય ામના ૪મા અધ્યાયમાં મ મૂર્ચ્છા સન્યાસ નામ નીચે કેટલાક રોગે સમુહોનુ વર્ણન કરેલ છે આ મોટે ભાગે પા ાત્યોના બ્લડ પ્રેશર સાથે મરખાવી શકાય ઉદનો સ યાસ એ પા ાત્યોના Apoplexyને સમાન છે ચર ા નુસાર એ ખાસ તો શોણિત રોગ છે અને શોણિતને દૂષિત કરનાર કારણોની નામી યાદી ત્યાંએ આપી છે

શોણિત વિશે ચરક કહે છે કે —

तद्विशुद्धं हि रुधिरं बलवर्णसुखायुषा ।

युनक्ति प्राणिनं प्राणः शोणितं ह्यनुवर्तते ॥

અને પછી શોણિત રોગની ચિકિત્સાનુ સૂત્ર નીચે પ્રમાણે આપે છે —

कुर्याच्छोणितरोगेषु रक्तपित्तहरीं क्रियाम् ।

विरेकमुपवासं वा स्रावणं शोणितस्य वा ॥

રોગની ચિકિત્સાના વિચારમા પૂર્વ અને પશ્ચિમનો આ રોગ જેટલો મેળ કોઈ રોગમા નથી બ્લડ પ્રેશરની બાબતમા પાશ્ચાત્યો નીચેના ત્રણ મુખ્ય સિદ્ધાન્તને વળગી રહ્યે છે (૧) વિરેચન (૨) ઉપવાસ અને (૩) લોહી કાઢવુ અને આપણા પ્રાચીન ઋષિઓએ એ જ વાત ઉપરના શ્લોકમા કહી છે

હવે રોગના ઔષધોનો વિચાર કરીએ હુ નીચેનો ઉપચાર ક્રમ સૂચવુ છુ પહેલુ તો દરદીએ સવારમા ત્રિફળા ક્વાથ લેવો શાસ્ત્રીય ઔષધોમા રસગર્ભરસ વાતચિંતામણિ યોગેન્દ્રરસ પાનીયકલ્યાણઘૃત તિક્તકઘૃત અને પટોલાદ્યઘૃત અને શિલાજત પિપ્પલી વર્ધમાન વ્યાર લગાડવા માટે કૌમ્ભઘૃત સારુ છે

હાલમા આ દેશની એક વનસ્પતિ[1] સર્પગંધા જેનુ બંગાળી નામ ચંદ્ર ચાર છે અને હિન્દી ધન બરૂઆ છે તે બ્લડ પ્રેશર ઉપર ખાસ ગુણકારી માલુમ પડી છે પહેલા ઉત્તરહિંદ બિહાર અને બંગાળામા સર્પગંધા ઉપર આ વાતનો ઉપયોગ કરતા ઓછો ઘણો પ્રસિદ્ધ પેટના રોગોમા આ વનસ્પતિ છે એમ હકીમ આયુર્વેદ પ્રખ્યાત પુરુષો અને મારા પૂર્વ ગુરુ મહામહોપાધ્યાય ગણનાથસેને બ્લડ પ્રેશર ઉપર આ વનસ્પતિના ગુણ સબંધમા પુષ્કળ શોધખોળ કરી સર્પગંધા સાથે એમણે બીજી વસ્તુઓ પણ વાપરી હતી પણ બ્લડ પ્રેશરને ઓછુ કરવાનો અને સ્થિર રાખવાનો મુખ્ય ગુણ તો આ સર્પગંધામા જણાયો અમે સર્પગંધા મૂળના ચૂર્ણની ૭ રતિની માત્રાથી શરૂ કરીએ છીએ અને માત્રા પા તોલાની ભાગ સુધી વધારતા કાંઈ હાનિ થતી નથી બ્લડ પ્રેશરને ઓછુ કરનારી જે પહેલા નંબરની દવા છે એ ઉપરાંત ઉંઘ લાવનાર છે મૃદુ વિરેચન છે અને મૂત્રલ પણ છે એ નરીઆળીના પાણી સાથે વાટીને અપાય અથવા મધમા ગોળી વાળીને લેવાય બ્લડ પ્રેશરના દરદીને અમે સાત્ત્વિક આહારની ભલામણ કરીએ છીએ આલ્બ્યુમેન અને નાઇટ્રોજન વાળા ભારે પદાર્થો ન લેવા તેમજ તમાકુ દારૂ વગેરે માદક પદાર્થોનો ત્યાગ કરવો જોઇએ બ્લડ પ્રેશરના દરદીએ પ્રમાણસર કસરત કરવી જોઇએ અને માનસિક શ્રમ ઓછો કરવો જોઇએ

**પ્રસૂતિતન્ત્ર**—પાશ્ચાત્યપ્રસૂતિવિદ્યા અને સ્ત્રીરોગ વિજ્ઞાન (Midwifery & Gynecology)ના ચમત્કારથી અંજાઈ જઈને એ ક્ષેત્રમાં આયુર્વેદે જે યશસ્વી ફાળો આપ્યો છે તે આપણે ભૂલી ગયા છીએ એ એટલુ જ નહિ પણ પાશ્ચાત્યો જે માર્ગો બતાવે છે તે આયુર્વેદિક ગ્રંથોમા જે હેલ છે તો કેટલુ બધુ મળતું છે એ પણ જોતા નથી વળી આયુર્વેદે તો એ પગલુ આગળ ચાલી સ્ત્રીના વધયિક જીવનથી શરૂઆત કરી તદુગત ગુણવાન અને સારુ બાળક ઉત્પન્ન થાય તેમજ સુવાવડના જોખમો સહન કરી શકે એ માટે ઋતુ સમયથી સ્ત્રીએ પાળવાના નિયમો આપ્યા છે ઋતુ સમયમા સ્ત્રીએ બ્રહ્મચર્ય તથા પવિત્ર રહી કેટલા નિયમો પાળવાના છે તેમજ ગર્ભાવસ્થાના દરેક મહિનામા પાળવાના નિયમો અને લેવાની દવાઓ બતાવેલ છે જેથી ગર્ભ અને તેની માતા તંદુરસ્ત રહે તથા પ્રસુતાવડ ન થાય નવમો મહિનો બેસે કે એને માટે ખાસ તૈયાર કરેલા બિછાના કે બીજા લાકડાના ઘાટના સૂતિકાગૃહમા રાખવી જોઇએ આ મકાનના દ્વાર પૂર્વાભિમુખ તથા દક્ષિણાભિમુખ હોવાં જોઇએ મકાન સમુ ઘેરાગાર લાકડાનુ તથા સ્તનન સ્નાનગૃહવાળુ

[1] કવિરાજે એમેનુ નામ Raufolia serntina આપ્યુ છે

અવસ્થાથી ચિકિત્સક અને સુવાવાણી માટે ગર્ભાની ગમન વાયુ પ્રસૂતિ માટેના બીજા મહાગવાયુ આ ગૂઢ સ્થલથી બહાર રાખવું જોઈએ મર્મભાગની આસપાસ ઘણી નજાકતી ફરાળ તથા આનંદી ઓગો રાખવી જોઈએ પાશ્ચાત્ય પ્રસૂતિ શાસ્ત્રીઓને આ ઉપદેશની ખબર જ નથી અને દુર્ભાગ્યવશ આપણે દુ ગામા પડયા છીએ અને આ નિયમોનું મહત્ત્વ ભૂલી ગયા છીએ આપણે સૂતિગૃહને જ થોડુ મહત્ત્વ આપીએ છીએ પછી બીજા નિયમોની તો વાત ક્યાં રહી? સામાન્ય પ્રસવ માટે જે વિધિ અને વ્યવસ્થા આપણાં શાસ્ત્રોમા બતાવેલ છે તે પાશ્ચાત્ય મીડવાઈફરીના વિધાનોને મળતા છે દા ત પ્રસૂતિ શાસ્ત્રનો પ્રત્યેક વિદ્યાર્થી જાણે છે કે જો બાળમુખ નણુ આગળ ખુ નુ થયુ હોય અને ગર્ભની સ્થિતિ તથા ગર્ભનું બહાર આવવાનું વલણ સામા ય હોય અને માથી વેણ આવતી હોય તો બાળ ને બહાર આવવાને વાર નથી હવે જુઓ ૧૨૫ મહિના કરે છે કે—

अ यावृत्त स्त्रिया गर्भ । स्त्रवते चापरामुख ।
प्राहीषु वर्तमानेषु सा विज्ञेया गर्भिणी ।
तीक्ष्णेषु प्राहीशूलेषु क्षिप्र नारी प्रजायते ।

શારીરસ્થાન

સુશ્રુતમા આમ નવપ્રસવાના લક્ષણો નીચેના શબ્દોમા વર્ણવ્યા છે

સુવાવ ની ... તેમા આધુનિ પ્રસૂતિશાસ્ત્રીઓ વાટ જોવાની અને એની મેળે થવાની દેવાની ભલામણ રે છે સુશ્રુત પણ કહે છે કે—

जात हि शिथिले कुक्षौ मुक्ते हृदयबन्धने । सशूले जघने नारी ज्ञेया सा तु प्रजायिनी ॥ तत्रोपस्थितप्रसवाया कटीपृष्ठ प्रति समन्ताद्वे ना भव तर्मीक्ष्ण पुरीषप्रवृत्तिमन्न प्रसिच्यते योनिमुखात् श्लेष्मा च । આ શ્લોકમા તે બીજુ કાઈ નથી પણ બાળના જન્મ પહેલાનો show જેને હે છે તે છે

નીચે જોર કરવાનો પ્રયત્ન વખત આવ્યા પહેલા ન થવો જોઈએ જોર ને કાઢવાની બાબતમા આધુનિક પ્રસૂતિ વિદ્યાના વિધાનને મળતું જ પ્રાચીનોનું વિધાન છે

सुभगे प्रवाहस्वेति नाप्राप्तावी प्रवाहरत

ચરક ઉપદેશે છે કે—लघ्वा वदपरा न प्रपना स्याद्धैना भयतमा स्त्री अभिलीन पाणिना नाभेरुपरिष्टाद् बलवन्निपीड्य सव्येन पाणिना पृष्ठत उपसंगृह्य सुनिधूत निधुनुयात् ।

પ્રસૂતિમા વાર લાગે અને ગર્ભાશય અક્રિયા રહે (गर्भसङ्ग) ત્યારે માસ્યપ સુવાવડ પગાળો કરાવવાની ના પાડે છે પણ કેટલાક ધૂપ અને નસ્યનો ઉપયોગ કરવાનુ કહે છે જેનો દુર્ભાગ્યે અનુભવ લેવાયો નથી એ દવા વાપરવામા આવે તો ધારી અસર કરે એવી મારી ખાત્રી છે

આપણા શાસ્ત્રકારોએ ગર્ભને બહાર આવવાના સાધારણ ક્રમનું વિગતવાર વર્ણન કર્યુ નથી કારણ કે તેમા શુ કરવાની જરૂર નથી પણ હાથથી જીવતા ગર્ભને બહાર કાઢવાને લગતી ક્રિયાઓ તેઓના ધ્યાન બહાર નહોતી અને તેઓએ જુદી જુદી ક્રિયાઓનું ઠીક વર્ણન કર્યું છે મૂઢગર્ભના ચાર પ્રકાર કહ્યા છે જેમાથી પરિઘ તે આધુનિક Transverse presentationનો પર્યાય છે જે પ્રકાર સુશ્રુત કરે છે કે વિગુણ અપાન

विकारनामाकुशलो न जिह्रीयात्कथंचन ।

ઉપરના વિચારના અનુમોદનમા એક બે દાખલા હુ આપુ છુ પાશ્ચાત્ય વૈદ્યકાનુસાર યનોરીઅર નામનો એક તાવ છે જેમા તાવ સાથે ઉલટી વમન ભેદ (એ બ્યુમીનુરીઆ) અને એક જાતનો કમળો એટલાં લક્ષણો હોય છે પહેલા આ તાવ વેસ્ટઈન્ડીઝ અને દક્ષિણ અમેરિકામા થતો હતો પણ હાલમા એ રોગે હિંદુસ્તાનના કીનારા સુધી પાશ્ચાત્યોના કહેવા પ્રમાણે એરોપ્લેનમા મુસાફરી કરી છે મારૂ વક્તવ્ય એ છે કે કદાચ યનોરીવરનો કોઈ દરદી આવે તો એની પણ આપણી આપણી રીતે ચિકિત્સા કરી શકીએ ત્રીજુ આપણી શાસ્ત્રીય દવાઓને લોકપ્રિય બનાવવા માટે સસ્તી ઔષધીના ભાવો બની શકે તેટલા ઓછા કરવા જોઇએ જેથી તે ઘેરઘેર પોચી શકે તેટલા આ માટે જ આયુર્વેદિક કારખાનું ઉઘાડવાના મતનો છુ પણ એને પૈસા કમાવાનુ સાધન ન બનાવતા એનો લાભ જનતાને મળે એ આ કારખાનાના ડાયરેક્ટરોએ જોવુ જોઈએ

(૪) આપણા એલોપથિક ભાઈઓ આપણી મદદ માગે ત્યારે એ મદદ આપવામા આપણે સંકોચ ન રાખવો જોઈએ કેટલાક આયુર્વેદિક ઔષધોના ટીંક્ચરો તથા એક્સટ્રેક્ટો ફાર્માકોપીઆમા દાખલ થયાં છે એ મને પસંદ છે આપણી ચિકિત્સા પદ્ધતિની જાહેરાત કરવા માટે આપણે રસ વીર્ય વિપાક અને પ્રભાવ સાથે આપણા ઔષધોના અસરકારક તત્ત્વો શોધી કાઢી એલોપથિક દાક્તરો આગળ રજુ કરવા જોઈએ જેથી જરૂર પડતાં તે પણ એ દવાઓને વાપરી શકે પણ આયુર્વેદિક દવાઓનો ઉપયોગ કરતા તેઓએ એ ઔષધોના રસ વીર્ય વિપાક અને પ્રભાવ સમજી લેવા જોઈએ અને આયુર્વેદિક રીતે રોગનુ નિદાન કરવુ જોઈએ એમ કરવામા આવશે તો આયુર્વેદ શાસ્ત્રોની ગમતાણુ અમર સિદ્ધ થશે વળી આપણુ પથ્યાપથ્ય મંડ પેયા વિલેપી વગેરે પદાર્થોની બાબતમા સમૃદ્ધ છે અને એલોપથિક દાક્તરે પથ્યની સૂચના કરતા પહેલા પોતાના આયુર્વેદિક ભાઈની સલાહ લેવી અથવા તો જાતે આયુર્વેદિક પથ્યાપથ્યના મૂળતત્ત્વો સમજી લઈને પછી રદીને પથ્યની સૂચના આપવી મારા એલોપથિક ભાઈઓને મારી વિનતી છે કે જે આયુર્વેદિક દવાઓથી પોતાની ફાર્માકોપીઆને સમૃદ્ધ કરવાને બદલે તેઓએ પોતાનુ દૃષ્ટિબિંદુ ફેરવવુ અને આયુર્વેદિક દવા વાપરતા જતે આયુર્વેદીય થઈ જવુ હિંદુ ધર્મ પેઠે આયુર્વેદ પણ સર્વગ્રાહી છે અને દુનિયાનો કોઈપણ વૈદ્યક મતવાળા તેનો લાભ લઈ શકે છે શાસ્ત્રમા કહ્યુ છે કે—

आयुर्हिताहितं व्याधेर्निदानं शमनं तथा ।
विद्यते यत्र विद्वद्भिः स आयुर्वेद उच्यते ॥

મિત્રો ઉપર મે આતુર વિષે મારા વિચારો કહ્યા છે આતુરને આપણે કઈ રીતે બચાવી શકીએ અથવા વ્યાધિ દુ:ખના સમયમા એના શરીરની શી સંભાળ રાખી શકીએ તથા આતુર કઈ રીતે એ સ્થાનમા ઉપયોગી થાય તેનુ વર્ણન કર્યું છે હુ એવા દિવસનુ સ્વપ્ન જોઈ રહ્યો છુ કે જ્યારે પ્રાચીન કાળ જેવો આયુર્વેદ ફરી પોતાની જમાવટ કરે અને આયુર્વેદીઓ વધારેમા વધારે સંખ્યાના લોકોનુ વધારેમા વધારે ભલુ કરે એટલુ જ નહિ પણ પરદેશીઓ આયુર્વેદની જન્મભૂમિ પાસેથી એ શાસ્ત્ર શીખવા માટે આપણા દેશમા આવતા

હોય, જ્યારે આયુર્વેદની મહાન ધરનાગઓને પ દેશોમાં પોતાની વિદ્યાના અમૂલ્ય ધન વિષે પ્રકાશ આપવા માટે આમંત્રણ આપવામાં આવતાં હોય મારા મતે એ બહુ દૂર નથી આપણે એ વિષમને યોગ્ય રીતે ઝીલીએ અને આવા દૈવી પૂર્વજોના નામ તરીકે ગૌરવ ધારણ કરીએ છેવટ આ સભાપતિ ના નમ્ર સભાપતિ તરીકે કવિના શબ્દો મને ગાવા દીઓ —

नगरी नगरस्येव रथस्येव रथी यथा ।

स्वशरीरस्य मधावी कृत्येष्ववहिता भवेत् ॥

ચરક શ્લોક સ્થાન અ પ.

---

# શતાવરી

( લેખ વૈદ્યરાજ ન્રીપતસિંહજી વીભાજી જાડેજા ( મુ ખાખરીઆ )

શતાવરીના વેલા સર્વત્ર હિંદુસ્તાન મહિયાદ્રાકમાં ઘણે ઠેકાણે થાય છે તે સિદ્ધ ઔષધી છે તેમાં અમોઘ ઔષધિ તત્વના ગુણ રહેલા છે પાડ વાડા ખેતર નદી નાળાના કેગડા આદીના વચમાં સુવાની ભાજીના પાન જેવા મોટા પાન હોઈ કોમળતાવાળો તેનો વેલો વાના મોજથી ઝુલતો રમણીકતાથી કેમને આકર્ષ ગ્યો હોય ને આમંત્રણ આપતો હોય તેમ હાવભાવ રૂપ જણાય છે તેમાં એ લકારો હોય છે તેના મુળ તે શતાવરી છે તેના મુળમાં ખોદવાથી ગરમગની માફક હજારો મુળના ઝુંડા નીકળે છે તે મુળની વચ્ચે દોરી સુતરી જેવો દોરો તાતણો હોય છે તેના ઉપરથી પાતળી પીળાશ લેની છાલ ગાયે સુકવવાથી ઉતરી સફેતાઈવાળા મુળ તે શતાવરી છે તેમાંથી દોરો કાઢી ઉપયોગમાં લેવાય છે તેના નામ તથા ગુણ શતાવરી બહુ સુના ભીરૂ છદીપરી પરી નાગયણી શતપદી શતવર્યા પિપરી આ નામો છે બીજી જાત મહાશતાવરી તેના નામો સમુની અધમ્નીકા સહસ્ર વીર્યા હેતુ રુષ્યા મહોદરી એ શાસ્ત્રોના નામ છે

એના ગુણ શતાવરી ભારે શીતળ કડવી મધુર રસાયનરૂપ બુદ્ધિવર્ધક દીપન પૌષ્ટીક સ્નિગ્ધ નેત્રને હિતકારી અને ગુલ્મ તથા અતિસાર ને મટાડનારી વીર્યવર્ધક ધાવણ વધારનાર, બળવર્ધક વાયુ પિત્ત રક્તસ્રાવ તેને મટાડે છે મહાશતાવરી બુદ્ધિવર્ધક રસાયન રૂપ વીતવીર્ય જ્વર સંગ્રહણી તથા મણ ગુમડા ને નેત્રરોગોને મટાડનાર છે

જુદા જુદા દરદો પર તેનો ઔષધ તરીકે ઉપયોગ

૧ ધાતુપુષ્ટી થવા માટે શતાવરીનું ચૂર્ણ રૂા ॥ ભારે ગાયનું દુધ શેર ના અરધ તેમાં કેશર તથા સાકર પ્રમાણસર મેળવી જરા કરી ગત્રીએ પીવાથી એક માસભર પ્રયોગ રાખવાથી ધાતુનીપુષ્ટતા સાથે શક્તિ પ્રાપ્ત થાય છે

૨ ધાવણ વધારવા માટે શતાવરી લીલીનો રસ ગાયના દુધમાં સવારે રૂ ૧ા ભાર લાગલાગટ માસભર પીવાથી સ્તનમાં દુધ વધે છે

૩ કેશ વધારવા માટે શતાવરીના મુળ લીલાનાળી તેનો રસ માથાના વાળમાં ભરી માથા પર લુગડું બાંધી રાત્રીએ સુઈ રહેવુ સવારે માથુ ધોઈ નાખવુ એમ પ્રયોગ કરવાથી લાંબા ગજ ગજના વાળ વધે છે

૪, શિતળાના મરજ ચાલતા હોય તેના આક્રમણમાથી બચવા માટે શતાવરીનો રસ શરીરે ચોળી ઠંડા પાણીએ નહાવુ ને સવાર સાંજ સાકર મેળવી રસ રૂ ॥ ભાર થી એક ભાર પીવાથી મુક્ત રહેવાય છે

# આ માસિકના ગ્રાહકો અને લેખકોને સૂચના

(૧) ગ્રાહકોને જણાવવાનુ કે જાન્યુઆરી માસથી આયુર્વેદ વિજ્ઞાનનુ ૨૨ મુ વર્ષ શરૂ થાય છે નવા થનાર ગ્રાહકો જો લવાજમના પૈસા મ ઓ થી મોકલશે તો તેમને અક ઓછે ખર્ચે તરત મળશે

(૨) વર્ષની અધવચથી ગ્રાહક થનારાને પણ વર્ષની શરૂઆતથી જ ગ્રાહક થએલા ગણી લઈને જાન્યુઆરી માસથી જ બધા અંકો મોકલી આપવામા આવે છે

(૩) ગ્રાહકોના સરનામા અધુરા હોય કે બદલ્યા હોય તેમણે પૂરૂ કે બદલેલુ સરનામુ તરત મોકલી આપવુ જેથી અંક ગેરવલ્લે ન જાય આ બાબતમા ગ્રાહકની ભૂલ હોવાથી અંક પાછો આવશે તો ફરીથી તે અંકનુ પોસ્ટેજ ગ્રાહકને શિર રહેશે માટે સરનામુ પૂરૂ તથા બદલ્યુ હોય તો બદલેલુ સરનામુ તરત મોકલી આપવુ

(૪) ગ્રાહક થવા સબધે કે અંક મેળવવા સબધે સઘળો પત્રવ્યવહાર વ્યવસ્થાપક " આયુર્વેદ વિજ્ઞાન " આદિત્ય મુદ્રણાલય, રાયખડ અમદાવાદ, એ સરનામે કરવો

(૫) આ માસિકના લેખકોએ પોતાના લેખો કે માસિકમા આવતા લેખો સબધે પત્રવ્યવહાર તત્રીને સરનામે કરવો

(૬) જાહેર સાર્વજનિક સસ્થાઓ માટે વાર્ષિક લવાજમ માત્ર રૂ ૧-૮- રાખવામા આવેલ છે

(૭) આ માસિકમા પ્રગટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જવાબદાર છે

(૮) આ માસિકના લેખોને અને ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ ની નીતિ રીતિ (policy) ને કશો સબધ નથી

---